સ્વસ્તિક ગ્રંથમાળા (પુ. ૮ મું) 卐 વર્ષ ૨ જું પુ. ૩.

# પતંગીયું સચિત્ર

રજુ કરનાર:

શ્રી મસ્ત ફકીર.

સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય,

૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

કિંમત રૂ. ૩|=૪૦

કિં. રૂ. [illegible] સ્વસ્તિક ગ્રંથમાળાના ગ્રાહકોને રૂ. ૦-[illegible]

૧ લી વાર
૨૦૦૦



૧૯૯૦



પ્રકાશક: ઉલ્લાસ કાર્યાલય, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

રામરાજેન્દ્રસિંહજી પ્રિન્ટીંગ વર્ક્સ,
લીંબડીમાં સૈયદ ભાઇમીંયા
આલમમીંયાએ છાપ્યું.

સ્વસ્તિક ગ્રંથમાળાનું નવું પુસ્તક.

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ

"હૃદય-યજ્ઞ" ની પ્રસ્તાવના લખી છે.

શ્રી. રશ્મીની વાર્તાઓનો સચિત્ર સંગ્રહ




સ
ચિ
ત્ર

સુંદર જેકેટ : પાકું પુઠું.


卐 સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય, 卐

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

ટૉલસ્ટૉયની તદ્દન નવિન સચિત્ર કૃતિ

સ્વસ્તિક ગ્રંથમાળા તરફથીજ બહાર પડશે.

મહર્ષી ટૉલસ્ટૉયની વાર્તાઓનો સંગ્રહ

# ઇશ્વરી ઇન્સાફ

સ
ચિ
ત્ર

સુંદર જેકેટ : પાકું પુઠું.

ગ્રંથમાળાના ગ્રાહક બની સસ્તી યોજનાનો લાભ મેળવો.

સમર્થ સાહિત્યકાર અને દેશસેવક તરીકે ગુજરાત જેને પિછાને છે, તે મારા મુરબ્બી કનુભાઈને

માનપૂર્વક અર્પણ—

મસ્ત ફકીર

# લેખકનું નિવેદન

હાસ્યરસના સ્કેચો મેં ઘણા લખ્યા છે. પણ લાંબી ચાલુ એક સળંગ વાર્તા લખવાનો મારો આ પ્રથમજ પ્રયાસ છે. મારા ગુરુપુત્ર મી. ગુલામ હુસેન હાજી મહુમદ શીવજીના '**વીસમી સદી**' અઠવાડીકમાં આ પુસ્તકની શરૂઆતનાં કેટલાંક પ્રકરણો કટકે કટકે પ્રગટ થયાં હતાં. જે લોકાદરને પાત્ર થયાં હતાં. પાછળથી મારા મંદવાડને લીધે એ જુના '**વીસમી સદી**' અઠવાડીકમાં આ મારી લેખમાળા અધૂરી રહી ગઈ હતી. બાકીનાં પ્રકરણો હમણાંજ પૂરાં કરી મેં આ નાનકડું પુસ્તક તૈયાર કર્યું છે.

ભાઇ ગુલામ હુશેનના દબાણ અને પ્રોત્સાહનથીજ આ જાતની જેને અંગ્રેજીમાં રોમાન્ટીક કથા કહે છે; તે મેં લખવા માંડી. મારા સ્વર્ગસ્થ ગુરુ હાજી મહમદ પાસે અનેક પ્રકારની ચિત્રવિચિત્ર ખોપરીઓનું પ્રદર્શન ભરાતું, અનુભવોની આપ લે થતી. અને કેટલીક વ્યક્તિઓના અનુભવો બીજાઓને જાણવાજોગ થઇ પડે એવા નીકળતા.

સ્વર્ગસ્થ હાજી પાસે એક હિંદુ ઝવેરી આવતા. જે હિંદુસ્થાનના ઘણાખરા શહેરોમાં જઈ આવેલો હતો. એટલુંજ નહિ પણ બધાં શહેરોની સારામાં સારી અને સંસ્કારીમાં સંસ્કારી સમાજના નિકટના પરિચયમાં પોતાના ધંધાને અંગે આવતો. પોતે રસિક અને જરા કવિ ભેજું હોવાથી હિંદના જુદા જુદા પ્રાંતની સ્ત્રીઓના રૂપનું લાક્ષણિક સ્વરૂપ તે કરી બતાવતો. બીજો એક મારો પઠાણ દોસ્તદાર યુરોપ, અમેરિકા, નેપાલ અને મેકસીકો વિગેરે દેશોના શહેરોમાં ફરી આવેલો તેની પાસેથી પણ મેં જુદા જુદા દેશની ખાસીયતો વિષે વાતો સાંભળેલી. આ ઝવેરી અને પઠાણને ભેગા કરી મારા પુસ્તકના નાયક સરદારનું પાત્રાલેખન કર્યું છે. તેને રસિકની સાથે બહાદુર અને ખરો મર્દ ચિતરવાનો મેં પ્રયાસ કર્યો છે. એ મારા પ્રયાસમાં હું કેટલે અંશે ફાવ્યો છું તેનું તોલ વાંચકોએ પોતે કરવાનું રહ્યું.

જુદા જુદા દેશનું સ્થાનિક વાતાવરણ ઉપન્ન કરવા માટે મેં તે તે દેશોનાં વર્ણન આપતાં કેટલાંએક જયોગ્રોફીકલ મેગેઝીનો, એશીયા માસિક અને ગાઈડ બુકો વાંચી નાખી છે. મારી આ વાર્તામાં જે જે દેશોનાં વર્ણન આપેલ છે, તેનું તાદ્રશ્ય ચિત્ર ખડું થાય છે, કે કેમ તે વાંચકો પોતેજ જોઇ શકશે. પુસ્તકમાં ચિનાઈ ચાંચીયાનું જે વર્ણન છે; અને

તેમાં ચાંચીયાઓની સ્ત્રી સરદારનું જે વર્ણન છે, તે પ્રસંગ ખરેખરો બનેલો છે. ચીન ગયેલા મારા એક ખોજા મિત્રે આવીજ રીતે ચીનાઈ ચાંચીયાઓને હાથે સ્ટીમર લુંટાવાનો પ્રસંગ નજરો નજર નિહાળ્યો હતો. આ સિવાય બીજા પ્રસંગો કલ્પિત છે

મેં આ મારા પુસ્તકને રસિક બનાવવા સાથે શિષ્ટ સંસ્કારી સમાજના સભ્યો તે વાંચતાં ભડકે નહિ એવું નિર્દોષ અને નિર્મળ રાખવા ખૂબ ખૂબ પ્રયાસ કર્યો છે. છતાં મારી મસ્તીખોર કલમ ક્યાંક થોડી આડીફાટી હોય તો વાંચકો જરાક ક્ષમા આપશે, એવી આશા અસ્થાને નથી.

'ઉલ્લાસ'ના ગ્રાહકોના કરકમળમાં 'ઉલ્લાસ'ના પુનર્જન્મ વખતેજ આ તેનું ભેટ પુસ્તક 'પતંગીયું' આપવા શક્તિમાન થાઉં છું તે માટે વાંચકોએ 'ઉલ્લાસ' પ્રકાશનની વ્યવસ્થા કરાવનાર ભાઇશ્રી ડાહ્યાલાલ મહેતાનો ઉપકાર માનવાનો છે. જુનું 'ઉલ્લાસ' દૈવ સંજોગે બે ચાર મહિના નાચકુદ કરી અસ્ત થઇ ગયું ત્યારે તેના છેલ્લા અંકમાં 'ઉલ્લાસ'ના વાંચકો સમક્ષ પેટ ખોલી મારી સઘળી પરિસ્થિતિનો તેમને ખ્યાલ આપ્યો હતો. મેં છેવટમાં વચન આપ્યું હતું કે 'ઉલ્લાસ'ના જુના ગ્રાહકોને નહિ ભૂલું.

'ઉલ્લાસ' ફરી શરૂ કરીશ, અથવા તો તેના ગ્રાહકોને આપવા ધારેલું ભેટ પુસ્તક તૈયાર કરીશ અને તે રીતે મારા એ જુના ગ્રાહકોનો બદલો હું વાળીજ આપીશ, એવો ઈરાદો પણ મ્હેં જાહેર કરેલો. આજે એ ધારણા પાર પડે છે એ જોઇ મને આનંદ થાય છે.

'ઉલ્લાસ' શરૂ થતાંની સાથે ભેટ પુસ્તક આપવાની આ પ્રથા એ જુના ગ્રાહકોનું રૂણ ફેડવા ખાતરજ શરૂ કરવામાં આવી છે. આ પુસ્તક તૈયાર કરવામાં મદદ કરવા મારા મિત્ર, અને 'ઉલ્લાસ' અઠવાડીકના મારા જોડીદાર ચિત્રકાર રા. રા. **નાગમોહન મિસ્ત્રી** તેમજ મારા પરમ સ્નેહી ભાઇ **નાગરદાસ પટેલ**, 'ઉલ્લાસ કાર્યાલય'ના મેનેજર મી. કિર્તીલાલ **મહેતા** વગેરેનો આભાર માનું છું.

મુંબાઈ, હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ [મસ્તફકીર]
૪ : ૧૦ : ૧૯૩૩

# પ્રકાશક તરફથી

3૧,૧87

જીવનમાં સેવેલાં કેટલાંક સ્વપ્નોમાંનું એક 'ઉલ્લાસ'ના પ્રકાશનમાં નીમીત્ત બનવા દ્વારા પાર પડે છે. અને 'ઉલ્લાસ'ના ગ્રાહકોને આપવા માટેનું ભેટ પુસ્તક પણ 'ઉલ્લાસ'ના પ્રકાશન સાથેજ બ્હાર મૂકતાં આનંદ અનુભવું છું.

આ પુસ્તક અથથી તે ઇતિ સુધી વાંચી જતાં છોડવું ન ગમે એટલું આકર્ષક બન્યું છે, એ તો તેનાં પૃષ્ટો વાંચનારજ અનુભવી શકશે. તેના લેખક, શ્રી મસ્તફકીરની સિદ્ધહસ્ત લેખિનીની આ પુસ્તક દ્વારા એક ઉત્તમ પ્રસાદી રજૂ થાય છે, અને તે પણ 'ઉલ્લાસ'ના પ્રથમ ભેટ પુસ્તક તરીકે અપાય છે, તેનો મને હર્ષ છે.

આ પુસ્તકનો વિષય જેટલો રસિક છે, તેટલો જ ઘણો નાજુક છે. **સરદાર** જ્યાં જ્યાં ફરે ત્યાં તેમને એક માશુક મળી રહે, એવા માણસની શિષ્ટતા અને સભ્યતા બદલ આપણે જરૂર ભડકવાનું જ રહે ! પરંતુ પાત્રાલેખન તેમજ વસ્તુની રચના એવી સરસ શૈલિથી રજૂ કરવામાં આવ્યાં છે કે વાંચનાર **સરદાર**ના વિચિત્ર અનુભવોના રસપ્રવાહમાં તણાવાની સાથે તેને અશિષ્ટ કે અસભ્ય માનવાની કલ્પના પણ કરી શકે નહિ. ઉલટું **સરદાર** તરફ સહાનુભૂતિ અને માનની લાગણી જળવાઈ રહે તેવું પાત્રાલેખન સુંદર થયું છે. આ દ્રષ્ટિએ ભાઇશ્રી **મસ્તફકીર**નો પ્રયાસ ઘણો જ અભિનંદનીય બન્યો છે.

ઉલ્લાસના ગ્રાહકોને વર્ષમાં આવાં બે ભેટ પુસ્તક આપવાનો અત્યારે મનોરથ છે. સાથે સાથે ઉલ્લાસ ગ્રંથમાળા તરીકે વર્ષમાં બીજાં પ્રકાશનો પણ પ્રગટ કરવા ધારણા છે. પણ એ બધું આજે તો મનોરથ સૃષ્ટિમાં રમી રહ્યું છે. એની શકયતા ઉત્પન્ન કરવાનું તો 'ઉલ્લાસ' જનતાનો કેવો આદર મેળવે છે, એના ઉપર અવલંબે છે.

ઉલ્લાસનું આ પ્રથમ ભેટ પુસ્તકનું પ્રકાશન સવેળા અને સુઘડતાપુર્વક છાપી આપવા બદલનો **રામરાજેન્દ્રસિંહજી પ્રિન્ટીંગ વર્કસ**નો સહકાર ખાસ ઉલ્લેખ માગી લે છે.

વિજયા દશમી,
૮૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

**ડાહ્યાલાલ મ. મહેતા.**

卐

# 卐 પતંગીયું 卐

卐

## અનુક્રમ

# અદ્ભુત ડોસો

મુંબઇમાં નેપીઅનસી રોડ પરના એક એકાંત બંગલામાં એક વિચિત્ર ડોસો રહે છે. આખા આલિશાન બંગલામાં એ એકલોજ રહે છે. નોકર ચાકરોમાં બગીચાની સંભાળ રાખવા માટે એક માળી, એક શોફર, એક બબરચી જે હમાલ તરીકે પણ કામ કરે છે તે શિવાય બીજા નોકર ચાકર નથી. ડોસો મુંબઇની સોસાઇટીમાં સારી પેઠે જાણીતો છે, પણ હાલમાં સમાજમાં બહુ હળતો ભળતો નથી. કોઇ કોઇ વખત નેપીઅનસી રોડ આગળની દરીયાની પાળ આગળ, તો

ક્વચિત્ કોઇ સાંજે હૅંગીન્ગ ગાર્ડન પર તો કોઇ રવીવારે સ્હવારે જુહુના સમુદ્રતટપર એ લોકોની નજરે પડે છે. એ વખતે સીત્તેરની ભરતી છતાં તેની ટટ્ટાર ચાલ, દમામદાર ચ્હેરો, તદ્દન રૂપેરી થઇ ગએલી છતાં કૈસરની માફક ઉંચે આંકડા ચડાવેલી મુછો, અણીઆળુ નાક અને ગરૂડરાજ જેવી તિક્ષ્ણ આંખો જોઇ તેની સાથે આવનારાઓનું માથું તેની આગળ મનેકમને નમી જાય છે. યુવાનોને તે ભેદી અને વિચિત્ર વ્યક્તિ લાગે છે. ઘરડાઓ અને પીઢ ઉંમરના તેને જોઇ તેના તરફ અર્થસૂચક નજર નાખે છે. પણ તેમ છતાં જ્યાં જ્યાં એ જાય ત્યાં ત્યાં લોકો તેને માનબુદ્ધિથી સલામ કરતા હોવાથી એટલું તો જણાય છે કે તેનું ભૂતકાળનું જીવન ઘણું જાણવા જેવું હોવું જોઇએ અને તે સ્વચ્છ પણ હોવું જોઇએ. ડાઘ લાગેલા જીવન તરફ લોકોનો પૂજ્યભાવ અને માનબુદ્ધિ વધુ વખત ટકી શકે નહિ.

સંજોગ એવો બનેલો કે નેપીઅનસી રોડપર એક શેઠના છોકરાને બાળપોથીમાં પારંગત કરવાનું મને ટયુશન મળેલું. શેઠને બંગલે હંમેશાં સ્હવારે બરાબર આઠને ટકોરે મારે પહોંચવાનું હતું. સમય સાચવવાની વાતમાં શેઠ બહુ કડક હતા, એટલે મોડો ન પડું માટે ઘેરથી ઘણો વહેલો નીકળી સાત સાડા સાતે હું નેપીઅનસી રોડપર ચાલતો પહોંચી જતો, અને આઠમાં બે ત્રણ મિનિટ કમ હોય ત્યાં સુધી ત્યાં આવેલી દરીયાની પાળ આગળ આંટા મારતો અને સમય થતાં મારા વિદ્યાર્થીને શિક્ષણ આપવા પહોંચી જતો.

આ અરસામાં ઉપર જણાવેલા વિચિત્ર ડોસાનાં મને પહેલ વહેલાં દર્શન થએલાં. પહેલીજ વખત મારૂં ધ્યાન તેના તરફ ખેંચાએલું અને તેને વિષે વધુ જાણવાની ઇચ્છા થએલી, પણ તેના દમામદાર દેખાવથી કંઇપણ ઓળખાણ પિછાણ વગર તેની પાસે જઇ વાતચિત કરવાની મારી હિંમત ચાલી નહિ.

પછી તો મેં એને ઘણી વખત દરિયા કિનારે ફરવા આવેલો જોયો હતો. મારા કરતાં એ વહેલો ઘરની બહાર નીકળી આવતો. હું કાલબાદેવી રોડપરથી ૬ વાગે નીકળી સાડાસાતે નેપીઅનસી રોડ પહોંચું ત્યારે એ વૃદ્ધ પુરૂષ મારી પહેલાંના હાજર હોયજ, સામાન્ય માણસોને અજાણ્યાઓ જોડે ઓળખાણ કરાવી આપવાનું સરળ સાધન કાંડીનું બાકસ–એ એક વખત તેમની પાસે માંગી જોઇ, મેં તે ડોસા સાથે મારી પોતાની જાતે ઇન્ટ્રોડયુસ થવાનો પ્રયાસ કરી જોયો. પણ "શેઠ કાંડી છે કે ?" એ મારી સલામ સાથે એમની આગળ રજુ કરવામાં આવેલી વિનંતિને તેમણે માત્ર માથું ધુણાવી ઉડાવી દેતાં હું ચાટ પડી ગયો, અને ફરીથી એ પ્રયત્ન, તેની જોડે પિછાણ પાડવાનો માંડી વાળ્યો.

ડોસાએ મારા તરફ તુમાખ બતાવ્યો તેમ છતાં તેનામાં રસ લેતાં હું કંટાળ્યો નહિ. મારી અવલોકન શકિત ઘણી તીવ્ર છે, તેનો ઉપયોગ કરી રોજ એ ભેદી ડોસાનો અભ્યાસ કરવાનો મેં ઠરાવ કર્યો. મારી તપાસમાં મને જણાયું કે ડોસો જુવાનીમાં ઘણો જોરાવર–એક ખરેખરો પહેલવાન હોવો જોઇએ. તેમ તેની મૂછો, માથાના વાળ, ચ્હેરાનો ઘાટ વગેરે પરથી હું સમજી શક્યો કે જુવાનીમાં એ અત્યંત ખૂબસુરત, જેને જોતાં સ્ત્રીઓ ફિદા થઇ જાય, વારી વારી જાય એવો હોવો જોઇએ. આંખ, હોઠ અને હડપચીનો અભ્યાસ કરતાં જણાયું કે એ બહાદુર હશે પણ તે સાથે તેનું મન ઘણું ચંચળ હોવું જોઇએ. તેનું અવલોકન કરતાં એ તો મને પહેલેજ દિવસે સમજાઇ ગયું હતું કે તેની પાસે પૈસો પુષ્કળ–અત્યારે પણ હશે, અને પોતાના વખતમાં વાપર્યો પણ છૂટે હાથે હશે. એ રસિક પણ લાગ્યો, બુઢ્ઢો હોવા છતાં એની મૂછોના આંકડા વળેલાજ રહેતા, માથાં પરના સફેદ નીમાળા એક બાજુથી સેંથો પાડીને હોળેલા તો હોયજ, ઘરડો હોવા છતાં તેના દાંત મજબૂત ટકી રહ્યા હશે એમ

લાગ્યું, કારણ એ હંમેશાં પોતાની સાથે એક રૂપાની દાબડી લાવતો. તેમાંથી પા પા અને અડધે અડધે કલાકે સ્વચ્છતાથી વાળી મૂકેલી પાનની બીડીઓ મ્હોંમાં મૂકતો.

ગમે તેટલું અવલોકન કરવા છતાં એ કેવી જાત કે નાતનો છે તેની મને ખબર નહિ પડી, કોઇ વખત તદન અપ–ટુ–ડેટ ઇંગ્લીશ મોરનીંગ સુટમાં એ દરિયે આવતો, કોઇ વખત માથે ફેઝ સાથ મુસ્લીમ ડ્રેસમાં હાજર થતો. કોઇ વખત કાળી ઉંચી ઇરાની ટોપી સાથે તહેરાનથી તરતનાજ આવેલા આગા જેવો લાગતો, તો કોઇ વખત જાપાનીસના જેવો કીમોનો બદનપર નાંખી દઇ બંગલાની બહાર નીકળી પડતો.

મેં એ પણ જોયું હતું કે દરરોજ તેની આંગળીમાં નવી નવી જાતની વીંટીઓ એ પહેરી લાવતો, અને સાથે કંઇ રેશમી રૂમાલ, પંખો કે એવી બીજી શોખની ચીજ લાવતો. વીંટી સામુ જોઇ, રૂમાલ સાથ કે પંખા સાથ રમત કરતો, તે કલાકોવેર દરીયામાં દૂર નજર નાખતો, જાણે દૂર દૂર અંતરિક્ષમાં પોતાના ભૂતકાળના પ્રસંગોનાં ચિત્રો જોતો હોય તેમ સ્થિર નયને ઘણી વાર બેસી રહેતો. કેટલીક વાર તો ટયુશનમાંથી પરવારી ૧૦ વાગે હું પાછો ઘેર જતો હોઉં ત્યાં સુધી એ બુઢ્ઢો ત્યાંને ત્યાં દરીયા કીનારા પર બેઠેલો મને દેખાતો.

× × ×

પેલા ડોસાને દરિયા કિનારે વારંવાર જોતાં તેને વિષે વધુ જાણવાને મારી જીજ્ઞાસા ઉશ્કેરાઇ, મારા તરવરીયા સ્વભાવ પ્રમાણે એક દિવસ તેની પાછળ પાછળ જઇ એ કયા બંગલામાં રહેતો હતો તેની મેં ભાળ મેળવી. તેનાં માણસો જોડે દોસ્તી કરી, પણ તેમની પાસેથી એ વૃદ્ધના ભૂતકાળનાં જીવન વિષેની કંઇપણ હકીકત મળી નહિ. મળી તે એટલીજ કે એ સાહેબ એકલા બંગલામાં રહે છે,

ઝાઝું કોઇની સાથે હળતા મળતા નથી, યુવાનીમાં દેશ પરદેશની મુસાફરી ઘણી કરી છે. નજીકનું સગું કોઇ છે નહિ, દૂરના સગાં કોઇ કોઇ વખત એને મળવા આવે છે. ડોસાએ મુંબઇ આવી નેપીઅનસી રોડપર નિવૃત્તિનિવાસ ભોગવવા માંડયા પછી નોકરો નવા રાખેલા હોવાથી મને એ લોકો વધારે કંઇ કહી ન શકે એ સમજી શકાય તેવું છે.

ડોસાનાં પાડોશીઓ તો એને વિષે કંઇપણ જાણતાં નહોતાં, મેં જે અવલોકન કર્યું હતું તે તેની વર્તણુંક અને રીતભાતનીજ માત્ર અમને ખબર હતી, કોઇ એને પારસી બતાવતાં, કોઇ કહેતાં કે એ ખોજો છે, કોઇ એને સુલેમાની વહોરો બતાવતાં, કોઇ એ મુસલમાન છે પણ સુફી ધર્મ પાળે છે એમ ધારતું; તો કોઇ કહેતું કે એ જ્ઞાતે ભણસાળી છે, પણ યુરોપ, અમેરીકા, સિઆમ, ચીન વગેરે દેશોમાં ઘણો વખત રહેવાથી એ હિંદુ રહ્યો નથી, નાતબહાર છે એટલે એકલો રહે છે.

એક દિવસે ડોસાના શોફર મારફતે મને ખબર પડી કે હાશમ અબદુલ્લા કરીને ડોસાનો એક જાની મિત્ર છે, જે એને વારંવાર મળવા આવે છે. એજ ડોસાની મીલકતોનો ટ્રસ્ટી છે, તેની નાણાં સંબંધી લેવડદેવડ તેનીજ મારફત થાય છે.

ઘેર આવી ટેલીફોન બુકમાંથી મી૦ હાશમ અબદુલ્લાનું શીરનામું મેળવી કોટમાં આવેલી એમની ઓફીસમાં હું પહોંચી ગયો. આ મી૦ હાશમ તો કોટની જાણીતી એલાઇઝર એન્ડ કુંપનીવાળા મારા ઓળખીતા હાશમ શેઠ નીકળ્યા.

હાશમ શેઠ પીઢ ઉમરના પણ યુવાન જેવા ઉત્સાહ અને બળવાળા શેઠીયા છે. ઘણાજ આનંદી, ખુશમીજાજી અને મશ્કરા છે. દેશ પરદેશ ઘણું રખડી આવ્યા છે.

હાશમ શેઠે મને માનથી બોલાવ્યો. અને પોતાની પાસે ખુરશી ખેંચી બેસાડયો. શરૂઆતમાં તેમની તબિઅત ને તેમના વેપાર-ધંધાની આડી અવળી વાતો કર્યા કરી. મેં તુરતજ પેલા નેપીઅનશી રોડવાળા ડોસા સંબંધી વાત છેડી. મારો પ્રશ્ન સાંભળી હાશમ શેઠ ચમક્યા અને બોલ્યા કે "નહિ ભાઇ ફકીર, તારી કુતુહલ વૃત્તિ કાબુમાં રાખ. એ ડોસા વિષે હું બહુ જાણું છું પણ તને કહી શકું તેમ નથી."

"કેમ ?" મેં સવાલ કર્યો.

કારણ એ કે જે વાત તારે કાને પડે છે એ છાપામાં છાપી નાખવાની તને કુટેવ પડી છે.

"હાશમ શેઠ, તમને વચન આપું છું કે આ ડોસા વિષેની વાતનો હું જરા પણ ગેરઉપયોગ નહિ કરૂં. મારી જીજ્ઞાસા બહુ ઉશ્કેરાઇ છે તો જરા તો શાંત કરો." મેં ઘણી આજીજી કરી પણ એ પહેલી મુલાકાતે હાશમભાઇ એકના બે ન થયા.

હાશમ શેઠનો સ્વભાવ હું સારી રીતે જાણતો હતો. આદુ ખાઇને પાછળ લાગીએ તો એ નમી જાય એવા હતા. હું પણ વારંવાર એમની ઓફીસમાં જવા લાગ્યો અને હંમેશાં પેલા બુઢ્ઢા-નીજ વાત છેડતો, આખરે એક દિવસે કંટાળીને હાશમ શેઠે એ ડોસાની વાત મને કહેવા કબુલ કર્યું પણ એટલું માગી લીધું કે ડોસાનું નામ કે નાત મારે બહાર પાડવી નહિ અને એના વિષે મારે કંઇ લખવું હોય તો "સરદાર" એ નામથી તેની ઓળખ આપવી. એક રવિવારે હાશમ શેઠે મને કોલાબે તેમના "હાશમ મંઝીલ" માં મળવા કહ્યું.

× × ×

**ઉપલી** કબુલાત થયા પછી વિના વિલંબે એક રવિવારે સવારે નવ વાગે કોલાબે હું હાશમ શેઠને બંગલે પહોંચી ગયો.

ચાહ નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી અમે પેલા ડોસાની વાત શરૂ કરી. હાશમ શેઠ હોલના એક ખુણામાં આવેલી એક ત્રીજોરી ઉઘાડી તેમાંથી એક પતરાંની પેટી ઉંચકી લાવ્યા. પેટી દોઢ ફીટ લાંબી અને પોણો ફીટ પહોળી હતી, તેનું ઢાંકણું ઉઘાડી મોતીના દાણા જેવા ગુજરાતી અક્ષરે લખેલા કેટલાંક કાગળનાં શીટ મને બતાવ્યાં અને કહ્યું: "ફકીર, જે ડોસા માટે તું પડપૂછ કરે છે તેનું આત્મજીવન આ રહ્યું. આ ખરેખરૂં એક અદ્‌ભૂત જીવન છે, અને સરદાર (પેલો ડોસો) મરી ગયા પછી એ પ્રગટ થશે ત્યારે ગુજરાતી સાહિત્ય તો શું પણ દુનિઆના સાહિત્ય ક્ષેત્રમાં ખળભળાટ મચશે, આ જીવન ચરિત્ર ગુજરાતીમાં ડોસાએ પોતે જાતે લખ્યું છે, મારા એક વિશ્વાસુ લેખક પાસે હું તેનું શબ્દશઃ અંગ્રેજી ભાષાંતર તૈયાર કરાવું છું. અંગ્રેજી અને ગુજરાતી આવૃત્તિ બંને સાથે પ્રગટ થશે. અંગ્રેજી પુસ્તકના કોપી રાઇટ માટે અત્યારથીજ ન્યુ યોર્ક અને લંડનની મોટી પબ્લીશરોની પહેડી અમારી જોડે પત્રવ્યવહાર ચલાવી રહી છે."

"એવું તે પુસ્તમાં છે શું?" મેં સવાલ કર્યો.

"શું છે? એમ પૂછે છે? તો સમજ કે સરદાર આ વીસમી સદીનો જીવતો જાગતો "ડોન જુઆન" છે. બાઇરનનાં પેલા પ્રખ્યાત કાવ્યનો નાયક 'ડોન જુઆન' તો કલ્પિત પાત્ર હતો, યાતો એ પાત્રદ્વારા બાઇરનના પોતાની મુસાફરીના અનુભવો કલ્પિત પ્રસંગોના મીશ્રણ સાથે કાવ્યમાં રજુ થયેલા, પણ આ ડોસો તો એના જમાનામાં દુનિયાનો ચેમ્પીઅન આશક હતો."

"ચેમ્પીઅન આશક?" મારાથી અજાયબીથી બૂમ મરાઇ ગઇ.

"હા, હા, ચેમ્પીઅન આશક" હાશમ શેઠે કહ્યું: "સરદારે તેની સોળથી પંચાવન વરસની ઉંમર દરમ્યાન ૨૫૦ બૈરાઓ જોડે પ્યાર કરેલો, અને અઢાર બાનુઓ જોડે તો ઘર માંડેલું, અને તે

પણ એકજ દેશની અંદર નહિ, પણ જુદા જુદા ખુણામાં. કોઇ વખત ઇરાનમાં તો બીજી વખત ચીનમાં, અલ્જીરીઆની એક અત્યંત સ્વરૂપવાન આરબ રમણી જોડે એ શેહાદીના ગાંઠથી જોડાઇ દોઢ વરસ રહેલો, સ્પેનમાં એક ગોધાની લડાઇ વખતે બાજુમાં બેઠેલ એક નાઝનીનનો પડી ગએલો પંખો એરીનામાં કુદકો મારી લઇ આવી તેણે આ એ નાઝનીન જે સ્પેનની ખૂબસુરત ઉમરાવજાદી હતી તેનું દિલ જીતી લીધું હતું. જાપાનીસ સ્ત્રી અને આફ્રિકાની ઝુલુ જાતની સ્ત્રી સાથે પણ તેણે લગ્ન કરેલાં, રશીઆની કોઝેક છોકરી, એશીઆ માઇનરની શીરકેશીઅન સુંદરીથી માંડી તે હિંદની સરહદની પેલીપાર આવેલા ચિત્રાલના મુલકની એક યુવતી તેની માશુક બની હતી. "

" આવી જાતની ચોપડી જેમાં એક શખ્સે અઢીસો સ્ત્રીઓ જોડે પ્યાર કર્યો હોય તે બહાર પડવાથી સભ્યસમાજ ભડકી તો નહિ ઉઠે ? મને ડર લાગે છે કે સરદાર જો પોતાની કલમમાં ફાસ્ટ ગયા હશે તો સરકાર એ ચોપડી જપ્ત કરશે. " મેં શંકા બતાવી.

" તારી શંકા બરાબર છે. " હાશમ શેઠે કહ્યું. પ્યાર અને દિલ્લગીના કીસ્સા ઉઘાડી ભાષામાં લખાયા હોય તો નક્કી શિષ્ઠ-સમાજ ભડકી ઉઠે. પણ આ ચોપડીમાં એવું કંઇ નથી. ચોપડીમાં પોતાના સ્વાનુભવના જે પ્રસંગો સરદારે ચીતર્યા છે તે રસિક છતાં ભાઇબેન સાથે બેસીને વિના સંકોચે વાંચી શકે એવા નિર્દોષ છે. તે સરદારનું નામ મેં ' અદભૂતઆશક ' પાડયું છે. સોળ વરસની ઉમ્મરથી તેને સ્ત્રી જાતિ પ્રત્યે બેહદમાન અને આકર્ષણ હતું, તેમ સ્ત્રીઓ પણ તેને જોઇ તેનાપર ફિદાફિદા થઇ જતી. મેં તને તેનું નામ, તેની જાત અને તેની પહેડીનું નામ કહ્યું નથી. છતાં તું એટલું તો જાણી શકયો હશે કે પોતાના વખતમાં એ ડોસો મુંબઇની સોસાયટી અને વેપારી મંડળમાં ઘણો જાણીતો હતો. તેની

પહેડીની શાખા મેં તને એક વખત આગળ કહ્યું હતું તેમ દુનિઆનાં દરેક દરેક મોટા શહેરમાં હજી પણ છે. પહેડીના સૌથી ચંચળ ભાગીઆ તરીકે તેનેજ વારંવાર પહેડીની જુદી જુદી શાખાઓની મુલાકાત લેવી પડતી. આ રીતે તેને કોઇ વર્ષે અલ્જીરીઆ તો કોઇ વખત ન્યુયોર્ક, કોઇ સમયે કોનસ્ટેન્ટીનોપલ તો કોઇ વેળા ટોકીઓ જવું પડતું. ન્હાનપણથી સરદારને કસરતનો ઘણો શોખ હતો. સોળ વરસે તો એ પહેલવાન જેવો દેખાતો, તેનો સુંદર દેખાવ અને સાહસને લઇનેજ સ્ત્રીઓ તેની તરફ કુદરતી રીતે ખેંચાતી.



# સરદારની ડાયરી

એ રવિવારે હાશમ શેઠ આગળ જણાવી ગયો તેટલીજ સરદારની ઓળખાણ કરાવી, પણ મારી વિનંતિ પરથી એ તેમણે માથે લીધું કે સરદારના કેટલાક પ્રેમ પ્રસંગો જે તેમણે પોતે નજરો નજર જોયા હોય તેની વાત તેમણે કરવી. બાકીના જે પ્રસંગો સરદારે એકલા અનુભવ્યા હોય, તેની હકીકત મારે સરદારનાં જીવન ચરિત્રમાંથી વાંચી લેવી.

મારા તરફથી મેં હાશમ શેઠને એ વચન આપ્યું કે સરદાર અને તેમના પ્રેમ પ્રસંગો શિવાય મારે તેમની કોઇની પણ આગળ વાત કરવી નહિ—એટલે કે એમનું ખરૂં નામ જાહેર કરવું નહિ.

હાશમ શેઠને ત્યાંની મારી બીજી વારની મુલાકાત વખતે એમને કંઇક કામ પ્રસંગે એકાદ કલાક બહાર જવાનું થયું; જે દરમ્યાન હું એકલો પડતાં મેં સરદારનાં જીવન ચરિત્રનાં પાનાં ઉથલાવવા શરૂ કર્યા.

પુસ્તકમાં જુદા જુદા દેશની માશુકો સાથના પ્રણય પ્રસંગો સરદારે રસાળી, જોરદાર, પણ મર્યાદિત ભાષામાં વર્ણવ્યા હતા.

શરૂઆતનાં પ્રકરણોમાં "સ્ત્રી જાતીનો સ્વભાવ," સ્ત્રીઓ કેવી જાતના પુરૂષ તરફ આકર્ષાય છે?" "હિન્દના જુદા જુદા પ્રાંતની સ્ત્રીઓનું વર્ણન" "દેશ દેશની મહિલાઓની વિશિષ્ઠતા" વગેરે પ્રકરણો ઉપર ટપકેથી જોઇ જતાં મને લાગ્યું કે ખચિત સરદારનો એ કોમળ જાતિ વિષેનો અભ્યાસ અનુભવ અને જ્ઞાન અદ્‌ભૂત હતાં.

હિંદના જુદા જુદા પ્રાંતની સ્ત્રીઓનાં વર્ણનવાળાં પ્રકરણમાં તેણે લખેલું કે "બંગાલી સ્ત્રીઓની આંખો અને અંબોડા (માથાંના વાળ) બહુજ સુંદર હોય છે. બંગાલમાં તેલથી મર્દન કરી સ્નાન કરવાનો રીવાજ હોવાથી ત્યાંની લલનાઓની ચામડી મખમલ જેવી સુકોમળ અને સુંવાળી હોય છે. બંગાલણો કાવ્ય, સાહિત્ય અને સંગીતમાં રસ લેનાર હોય છે; આશક કે પતિ તરફ પ્રેમ અને ભક્તિવાળી છતાં ભોળી અને બ્હીકણ હોય છે."

"પંજાબની પદ્મણીઓના વાળ ટુંકા હોય છે. પણ આંખો અને ભ્રમર બહુજ સુંદર હોય છે. ભ્રકુટી ભંગથી પંજાબની પ્રેમદાઓ ગમે તેવા પુરૂષનું જીગર વીંધી નાંખી શકે છે. પેશાવર અને સરહદ બાજુના પ્રાંતોમાં કોઇ આઇરીશ કન્યા જેવી બ્લુ આંખોવાળી અને સોનેરી વાળ વાળી છોકરીઓ મળી આવે છે.

પંજાબણો ભોળી, પ્રેમાળ પણ પોતાનાં સૌંદર્યની ખુમારીવાળી હોય છે. ખુશ પણ જલદી થાય, તેમ ઉશ્કેરાઇ પણ જલદી જાય

છે. મ્હોડાઇ હોય ત્યારે ત્હેનાં મનોહર મુખડાનો મુસ્કેરાટ ઘણો આકર્ષક લાગે છે.”

“શરીરના ઘાટમાં (મોડલ) હિંદની મહિલાઓમાં મહારાષ્ટ્રની મહિલાઓનું પ્રથમ સ્થાન આવે છે. એમના વાળ પણ સુંદર હોય છે. વગર ઘુમટે મ્હોંપર સ્ત્રીઓને યોગ્ય મર્યાદિત લજ્જાના ભાવ દક્ષિણી બ્હેનોજ આણી શકે છે.

સુકુમારતા, ટાપટીપ અને સ્વચ્છતામાં ગુજરાતી રમણીઓ ચડી જાય છે; જ્યારે ભરેલાં અંગ અને તંદુરસ્તી જોવી હોય તો કચ્છ અને કાઠિઆવાડ તરફ નજર કરવી. કંઠની કોમળતા તો સૌરાષ્ટ્રની નારમાંજ હોય છે. ગીરની રબારણો અને પોરબંદર પાસેના બરડાના જંગલની મેરજાતની સ્ત્રીઓ શરીર સૌંદર્યમાં યુરોપ, અમેરીકાની હજારો રૂપિઆ કમાતી નાટક સીનેમાની નટીઓને એક બાજુ બેસાડે એવી હોય છે.

સ્વતંત્ર સ્વભાવ અને વિલાસમાં બરમાની બાનુ ચડી જાય, જ્યારે મદ્રાસની માનુની પ્રાચીન આર્યાવર્તની રૂપસુંદરીઓનો ખ્યાલ આપનારી છે. મદ્રાસણો વાળ હોળવાની કલામાં ઘણી કુશળ હોય છે.

કારવાર અને કર્ણાટકી સ્ત્રીઓ અત્યંત સ્વરૂપવાન હોય છે. ગોવાની સ્ત્રીઓ ગોરી ગોરી અને મનોહર ઘાટવાળી અને અત્યંત સુઘડ હોય છે.

“ગુજરાતમાં નજર કરતાં કોઇ સુંદર ચિત્તપાવન નાગર, બ્રહ્મક્ષત્રી કે કાયસ્થ રમણી જોતાં પ્રાચિન ગ્રીસ કે રોમની કોઇ મનોહર યુવતિનું સ્મરણ થાય છે. કોઇ સ્વરૂપવાન ઔદીચ્ય બ્રાહ્મણ બ્હેનને જોતાં વેદના વારાની કોઇ સ્વરૂપવતી ઋષિપત્નીનો ખ્યાલ આવે છે. ખોજા બ્હેનો અને ભાટીયા બ્હેનોનું સૌંદર્ય, બોલવા ચાલવાની છટા સર્વ સમાન હોય છે. વ્હોરા બાનુઓ અને ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિની બાનુઓ ચ્હેરા, બોલચાલ અને સ્વભાવમાં મળતાં

આવે છે. મેમણ બ્હેનો અને લુહાણી બ્હેનો સરખી લાગે છે. કાઠીઆણી અને સીંધી સ્ત્રી વચ્ચે સામ્ય દેખાય છે.

મારવાડી બ્હેનો ભોળી, શાંત પણ ધર્મિષ્ઠ વધારે હોય છે, જ્યારે રાજપુત રમણીઓનો પ્રતાપ આંજી નાખે એવો હોય છે. કાશમીરી કામીનીઓ અત્યંત સ્વરૂપવાન, ગુલાબી ગાલો અને અણીઆળી આંખોવાળી હોય છે, પણ જરા મેલી ખરી.

ગુરખા અને ભુતીયા સ્ત્રીઓ તેમના પહાડી મુલકને અનુરૂપ બેઠી બાંધણીની પણ ઉજળા વાનની હોય છે.

દેશપરદેશની સ્ત્રીઓનું વર્ણન કરતાં સરદારે લખ્યું હતું કે ઇરાનની બાનુઓ પતિસેવા, અને મોજીલા સ્વભાવમાં દુનિઆના કોઇપણ દેશની સ્ત્રી કરતાં પહેલો નંબર આવે. ચીનાઇ સ્ત્રીઓની ખબરજ ન પડે. જાપાનીસ સ્ત્રીઓ અત્યંત સ્વચ્છ અને કુટડી હોય છે. પત્ની તરીકે અત્યંત વફાદારઃ જાપાનીસ રમણીનો અંબોડો એ તેની મ્હોટી મગરૂરી છે.

શીરકેશીઅન સુંદરી સૌંદર્યમાં કાચની પૂતળી સમાન પણ એના જીગરની ખબર પડે નહિ.

આરબ મહિલા વફાદાર, ઘણીજ ઉદ્યોગી, સૌંદર્યવાળી પણ તામસી સ્વભાવની હોય છે. અલજીરીયાની નાર ઓમર ખ્ય્યામનાં કાવ્યની કોઇ પરીસુરત નાઝનીન જેવી હોય છે. સ્પેનીશ રમણીની ચાલ અત્યંત મોહક હોય છે, તેની પતલી કમર, ભરાવદાર નિતંબ અને અણીઆળી કાળી આંખો ગમે તેવા સાધુ પુરૂષના દીલને ઘાયલ કરવાને બસ છે. ફ્રેંચ રમણી અત્યંત મોજીલી પણ એક વખત દિલ મળી ગયા પછી ભારે પ્રેમાળ હોય છે. બ્રિટિશ બાનુ, ડાહી, વ્યવહાર કુશળ પણ જરા ટંડી હોય છે. જ્યારે આઇરીશ રમા સૌંદર્યની પૂતલી અને ઉછળતા જીગરવાળી હોય છે.

ડેન્માર્કની બાનુ યુરોપમાં સૌથી સ્વચ્છ કુટડી અને ઘરકામમાં ભારે કુશળ હોય છે. ઈટાલીઅન ઓરત ખૂબસુરત પણ મોજીલી અને ઉડાઉ હોય છે, જ્યારે તુર્ક રમણી અત્યંત મનોહર વફાદાર અને કામણગારી હોય છે, પણ તેનો ભરોસો ન રખાય. રશીઅન રામા ભોળી, ભલી પણ જરા ઠંડી હોય છે. યુરોપમાં શરીર સૌંદર્યની નજરે વીએનાની સ્ત્રીઓની જોડી બીજે ક્યાંય ન મળી શકે. સ્વીડન અને નોરવેની સ્ત્રી ગુલાબી ગાલવાળી અને કદાવર હોય છે.

એબીસીનીઆની નાર અબનુસના રંગવાળી પણ આકર્ષક ચ્હેરા અને ઘાટવાળી હોય છે. જ્યારે મહેનત મજુરીમાં કાફીર અને ઝુલુ સ્ત્રીઓને કોઇ પહોંચે નહિ.

મેકસીકોની મહિલા ખૂબસુરત, અગ્નિ વરસાવતી આંખોવાળી સીધી ચાલે તો અત્યંત પ્રેમી, મીજાજ જાય તો જ્વાળામુખી જેવી કાતીલ હોય છે. ”

# ચીનાઇ ચાંચીયા

સરદારનાં બીજાં પ્રકરણો વાંચવાની હું તૈયારી કરતો હતો ત્યાં હાશમ શેઠ આવી પહોંચ્યા અને વરસો પહેલાં સરદારને ચીનાઇ સમુદ્રમાં એક ચીનાઇ યુવતી જોડે દિલ્લગી થએલી તેની નીચે પ્રમાણે વાત કહી:

“ હું ને સરદાર હેંકાઉથી હોંગકોંગ એક બ્રિટીશ સ્ટીમરમાં જતા હતા, એ વખતમાં એ બાજુ ચીનાઇ ચાંચીયાઓનું જોર વધારે હતું, એટલે કેપ્ટને સઘળા ઉતારૂઓને પહેલેથી સાવચેત રહેવા ચેતવી દીધેલા. મારી અને સરદારની પાસે કંઇ જોખમ ન

હતું એટલે અમે બંને તદ્દન નિર્ભય હતા. બીજા ઉતારૂઓ જેમની પાસે નાણાં અને જર ઝવેરાત હતાં, તે કોઇ પોતાની પેટીના પડમાં તો કોઇ ટોપીમાં, તો કોઈ બુટની અંદર સંતાડતા, કારણ ચીનાઇ ચાંચીયાઓ વંટોળીઆ માફક આવી તેટલીજ ઝડપથી જે હાથ આવ્યું તે ઝુંટવી લઇ પસાર થઇ જતા.

સ્ટીમર હીંકાઉ અને હોંગકોંગની વચ્ચે આવી હશે એટલામાં બપોરે જ્યારે ખલાસીઓ સઘળા જમવા ગયા હતા, તે વખતે ચીનાઇ ચાંચીયાઓની એક ટોળી જાણે ઉડીને આવી હોય તેમ તુતકપર દોડાદોડ કરવા મંડી અને અમે બંને ઘોંઘાટ સાંભળી ચમકીને બહાર આવીને જોઇએ છીએ તો અમારી સામે એક રીવોલ્વર મૂકાઈ અને ઓટોમેટીક ત્યાં ઉભેલા બીજા માણસોની માફક અમારા હાથો બ્હીકથી ઉંચા થઇ ગયા.

ચાંચીયાઓની સરદાર એક સોલ સત્તર વરસની બદામી આકારની આંખવાળી પણ અત્યંત તેજસ્વી ગોરાગાલવાળી, જેણે-અંગ્રેજ બાનુઓ ઘોડે સ્વારીમાં પહેરે છે એવો પોષાક પહેર્યો હતો, એવી એક ચીનાઇ છોકરી હતી.

ચીનાઓની સંખ્યા સ્ટીમર પરના ઉતારૂઓ અને ખલાસીઓની મળીને થાય તે કરતાં વધારે હતી. ઉતારૂઓ પુરૂષ, સ્ત્રીઓ અને છોકરાં મળીને દોઢ ડઝનથી વધારે નહોતાં. જ્યારે ખલાસીઓ, કેપ્ટન અને તેનો મેટ સુદ્ધાં માત્ર વીસજ હતા.

ચાંચીયાઓનો દરોડો ઓચિંતો પડેલો હોવાથી ખલાસીઓ અશસ્ત્ર સપડાઇ ગએલા હતા. એમના હુમલાનો આગળથી જરાક પણ સંસારો થયો હોત તો ખલાસીઓ ઝનુનથી છેવટ સુધી લડે તેવા હતા.

ચીનાઓએ જોતજોતામાં સ્ટીમર આખીનો કબજો લઇ લીધો હતો. સ્ટીમરનું સુકાન એક ચાંચીઆના હાથમાં આવ્યું હતું, અને કોઇ જુદીજ દિશામાં સ્ટીમર ઝપાટાબંધ જઇ રહી હતી.



ચિનાઇ સુંદરી મીસ ચુ....

R. P. WORKS, LIMBDI.

ચાલીસ જેટલા ચીના પેલી છોકરીની સરદારી હેઠળ અમારી સામે ખુલ્લાં ખંજરો અને તાકેલી રીવોલ્વરો સાથ ઉભા હતા. જ્યારે બાકીનાઓ સ્ટીમરનાં ભંડારીઆમાંથી ઉપાડી જવા જેવો સામાન સ્ટીમરની પાછળ ઘસડાતી આવતી સંતો (હોડીઓ) માં નાંખતા હતા. કેપ્ટનની કેબીન તોડી ચાંચીયાઓ હેંકાઉથી હોંગકોંગ મોકલવામાં આવતી સોના રૂપાની લગડીઓ અને ડોલરોની કોથળીઓ પણ ઉઠાવી ગયા. અમારી સ્ટીમરને પકડતાં પહેલાં ચાંચીયાઓએ પોતાની હોડીઓ સ્ટીમરની રેલીંગ સાથ બાંધી દીધી હશે એમ લાગ્યું. અમે હેંકાઉથી ચઢયા ત્યારે બે ત્રણ ફેશનેબલ ચીના ઉતારૂઓ સ્ટીમરમાં હતા, તે અમારાં ટોળાંમાં ન દેખાતાં મને વહેમ પડયો કે એ લોક નક્કી ચાંચીઆઓના મળતા મદદનીશ હોવા જોઇએ.

ચાંચીયાઓની લૂટફાટ પૂરી થયા પછી પેલી છોકરીએ સર્વ ઉતારૂઓનાં ખીસાં તપાસવા પોતાનાં માણસોને હુકમ કર્યો. અમારામાંથી કોઇ ચીનાઇ ભાષા જાણે છે કે કેમ તે પ્રશ્ન તેણે ચીનાઇ ભાષામાં પૂછયો અને સરદાર જે દક્ષિણ ચીનની ચીનાઇ ભાષા સારી રીતે બોલી શકતા હતા તે આગળ વધ્યા.

ચાંચીયાની સરદારે તેને ઉતારૂઓને એમ સમજાવવા કહ્યું કે "તેઓને (ચાંચીયાઓને) હોંગકોંગની સરકાર અને બ્રોટીશ સરકાર સામેજ માત્ર બહારવટું છે. સ્ટીમર પરથી સરકારી માલ ઠીક હાથ લાગ્યો છે. ઉતારૂઓનાં માત્ર ખીસાં જોવામાં આવશે, અને તેમાંથી રોકડ નાણું કે નોટ હશે તેજ માત્ર લેવામાં આવશે. ઉતારૂઓ કે ખલાસીઓનાં દર દાગીના, ઘડીઆળ કે બીજી વસ્તુને ચાંચીયા હાથ નહિ લગાડે. તેમ સ્ત્રીઓને હેરાન કરવામાં નહિ આવે."

સરદારે પેલી છોકરીની ખાયેશ ઉતારૂઓને અંગ્રેજીમાં સમજાવી અને ચીનાઓ એક પછી એક ઉતારૂ અને ખલાસીઓનાં ગજવાં તપાસી એક ચામડાંની બેગ; જે પણ સ્ટીમર પરથીજ તફડાવી હતી તેમાં રોકડ નાણું અને નોટો નાખવા લાગ્યા. બે રાઠોડી બાંધાના ચીનાઓ અમારાં ગજવાં તપાસવા આવ્યા ત્યારે પેલી છોકરીએ તેમને અમને નહિ અડકવા તાકીદ કરી. અમારા તરફ ચાંચીયા સરદારનો પક્ષપાત જોઇ અમારા કેપ્ટન અને મેટની આંખો અમારા પ્રત્યે તીરસ્કારથી અગ્નિ વરસાવવા લાગી."

"ઉતારૂઓનાં ખીસ્સાં તપાસવાનું કામ ચાલી રહ્યું છે ત્યાં એક ચોંકાવનારો બનાવ બન્યો. એક નજીવા બનાવથી મામલો કેવો બદલાઇ જાય છે તેનો મને એ દિવસે અનુભવ થયો."

"બે રાઠોડી ચીનાઓ એક છ ફીટ ઉંચા સેલરના પાટલુનના ખીસાની જડતી લેતા હતા. પાટલુનના એક ખીસામાંથી કેટલાક સીક્કા મળ્યા તે પેલી બેગમાં નાંખવામાં આવ્યા. પાટલુનના બીજા ખીસામાંથી એક મોસર રીવોલ્વર મળી. રીવોલ્વર ખેંચી કહાડનાર ચીનો એ ભરેલી છે કે ખાલી તે તપાસવા જાય છે ત્યાં પેલા કદાવર ગોરા ખલાસીએ તે ઓચીંતી તેના હાથમાંથી ઝુંટવી લીધી, અને "ફટ ફટ" બે બહાર કરી તેની જડતી લેનાર ચીનાઓને તો ત્યાંને ત્યાં ઠાર કર્યા.

સ્ટીમર પરનો રંગ ઓચીંતો બદલાઇ ગયો. પેલા ખલાસીપર છ ચીનાઓ ઝનુનથી ધસી ગયા. પણ આ તરફ બીજા ખલાસીઓ અને કેપ્ટનને હિંમત આવતાં તેમણે પણ ઉંચા રાખેલા હાથ ખીસામાં નાંખી રીવોલ્વરો કાઢી અને તૂતકપર ચીના અને બ્રિટીશો વચ્ચે જાણે રણભૂમિપર લડતા હોય તેમ રીવોલ્વરોના સામસામા બાર થવા લાગ્યા.

પેલો કદાવર ખલાસી પોતાની પર તૂટી પડેલા ચીનાઓને ઉંદરડાઓની માફક ચારે બાજુ ફગાવી પેલી છોકરી જે સ્ટીમરના

બ્રીજ આગળ ઉભી હતી તેના તરફ ધસ્યો, એકજ પળનો વિલંબ થતે તો એ છોકરી પેલાના રાઠોડી મુક્કાનો ભોગ થઇ પડતે. પેલો ખલાસી છોકરી આગળ પહોંચે તે પહેલાં આપણો સરદાર ફુટ બોલની માફક ઉછળ્યો, અને ખલાસી છોકરી પર હાથ ઉગામે તે પહેલાં પછવાડેથી તેને એવી તો જબરજસ્ત લાત લગાવી કે સ્ટીમરની રેલીંગ પરથી ઉછળીને તે આખો દરીયામાં ઉંધે માથે પડયો.

**ચીના**ઓએ બૂમાબૂમ કરી મૂકી હતી. સ્ટીમરના મશીનરૂમમાંથી હથોડાના અવાજ આવતા હતા. સ્ટીમર એકદમ ચાલતી અટકી ચાંચીઆઓએ એન્જીમાં ગોટાળો કર્યો હોય એમ લાગ્યું. મારા મારી ચાલુ હતી, કેટલાક **ચીના** મુવા, બે ત્રણ બ્રિટીશો મુવા ત્યાં પેલી છોકરીએ સીટી મારતાં **ચીના**ઓ સ્ટીમર પરથી હોડીઓમાં જાણે પંખીઓ હોય તેમ કુદ્યા. છેલ્લે પેલી છોકરી કુદી પણ જતાં જતાં **ચીના**ઇ ભાષામાં કંઇ કહેતાં સરદાર મને કમ્મરમાંથી પકડી કુદ્યો અને હોડીમાં પડયો.

× × ×

**પેલી ચીના**ઓની સરદાર છોકરી **ચીના**ઇએ ભાષામાં સરદારને કંઇક ચેતવણી આપતાં અમે બન્ને ચાંચીયાઓની હોડીમાં તત્કાળ કુદી પડયા હતા. અમે બ્રિટીશ સ્ટીમરપરથી નાઠા એ ઠીકજ કર્યું, નહિતર સ્ટીમરપરના ખલાસીઓ અને ઉતારૂઓ અમને ચાંચીયાઓના મળતીયા સમજીને ઠારજ કરી નાખતે.

સ્ટીમર પરના **ચીના**ઓ હોડીઓમાં આવી જતાં હોડીઓ ઝપાટાબંધ હંકારી જવામાં આવી. સ્ટીમરનું એન્જીન **ચીના**ઓએ તોડી નાખ્યું હતું એટલે અમારી સ્ટીમર પાછળ પડી શકે તેમ હતુંજ નહિ. તૂતક પરથી બે ત્રણ ગોળીઓ છૂટી પણ સારા નશીબે અમારી હોડીમાંના કોઇને પણ ઇજા થઇ નહિ. દૂર દૂર દરિયામાં ખડકોના એક ઝુમખાની પાછળ હોડીઓ ગઇ. દરિયામાંથી એ ખડકો વેરાન

અને તદ્દન ઉજડ લાગતા હતા, પણ જ્યારે બે ખડકોની વચ્ચેના સાંકડા માર્ગમાંથી એક પછી એક હોડીઓ અંદર ગઇ તો ખબર પડી કે દૂરથી ઉજડ લાગતા એ ખડકોની અંદર આપણી એલીફન્ટાની ગુફાઓ જેવી મોટી ગુફાઓ હતી.

ચાંચીયાઓએ લૂંટી આણેલો માલ ગુફામાં ખાલી કર્યો. સોના રૂપાની લગડીઓ કંતાન લઇ જવાની હતી, તે હોડીમાં એમને એમ રહેવા દીધી. સ્ટીમર પરથી વ્હીસ્કી બ્રાન્ડીની બાટલીઓ, પાંઉ, બીસ્કીટ અને માખણના ડબ્બાઓ તફડાવવાનું ચબરાક ચીનાઓ ચૂકયા નહોતા. એ ચોરી આણેલી ખોરાકી, તેની સાથે ચીનાઓનો મુખ્ય ખોરાક ભાત અને મચ્છી મળતાં, એ રાતે ગુફામાં પહેલા નંબરનો જમણવાર થયો. તે વખતે મને ચીનમાં ગયાને બે ત્રણ મહિનાજ માત્ર થએલા હોવાથી ચીનાઇ ભાષા હું સમજી શકતો નહિ. પરદેશીઓના પરિચયમાં આવતા ચીના જે જાતની પીજન ઇંગ્લીશ બોલે છે તે હું શીખી ગયો હતો. પણ સરદાર મારી પહેલાં અગાઉ એક બે વખત ચીન આવી ગએલા હોવાથી ચીનાઓ સાથે તેમની ભાષામાં છુટથી વાતચીત કરી શકતા હતા.

પેલી ચાંચીયાઓની સરદાર છોકરીનું નામ મને સરદારે કહ્યું તે પ્રમાણે મીસ ચુ ફેંગટાઓ કરીને હતું. પેકીંગના એક જાણીતા ચીનાઇ રાજદ્વારીની એ બેટી હતી. અને પેકીંગની યુનિવર્સિટીની એક વિદ્યાર્થીની હતી, હું જે વખતની વાત કરૂં છું, તે વખતે ચીનમાં પ્રજાસત્તાક રાજ્ય નહોતું; પણ પેકીંગની ડાવેજર મહારાણી સમસ્ત દેશ પર હકુમત ભોગવતી હતી. દેશને પરદેશી મંચુઓની ઝુસરીમાંથી મુક્ત કરવા એ વખતેજ ડૉ. સુનીયાટ સેનની આગેવાની હેઠળ છૂપી ચળવળો શરૂ થઇ ચુકી હતી.

મીસ ચુના પિતા મી૦ ફેંગટાઉ પર તે ડૉ૦ સુનયાટને છૂપી રીતે રક્ષણ આપે છે, એવો વહેમ મહારાણીને આવતાં એને ગરદન

મારવામાં આવ્યો હતો. બાપને શિક્ષા થવાની ખબર પડતાં મીસ ચુ કોલેજમાંથી નીકળી ગઇ, ભણવાગણવાનો કે પરણવાનો વિચાર પડતો મૂકયો. દેશમાંથી મંચુઓની સત્તા ઉથલાવી પાડવી એ એકજ ધ્યેયથી સ્થાપવામાં આવેલી છુપી ટોળીમાં એ જોડાઇ. પેકીંગથી નાસી કંતાન આવી અને કંતાન અને તેની આજુબાજુના પ્રદેશમાં ભટકી મંજુરો, ખેડુતો અને સામાન્ય જનતાનાં ટોળાંમાં એ નવા વિચારો નાખતી. હેંકાઉમાં એ વખતે બ્રિટીશોનું જોર ઘણું હતું. હેંકાઉ અને કંતાન વચ્ચે હંમેશાં હરિફાઇ થયા કરતી. કંતાન સરકારની ઉશ્કેરણીથી કોઈ કોઇ વખત ચીના વિદ્યાર્થીઓ અને યુવાનો પરદેશીઓની ટ્રેનો રોકી, સ્ટીમર પર હુમલો કરી લૂટફાટ ચલાવતા. હેંકાઉથી હોંગકોંગ પુષ્કળ સોનું રૂપું જાય છે, એ ખબર મળતાં મીસ ચુને તેની ટોળીવાળાઓએ ખાસ અમારાવાળી સ્ટીમર પર લૂંટ કરવાજ ચાંચીયાઓની સરદાર બનાવી મોકલી હતી. ચીનાઓમાં એક ખાસ ધ્યાન ખેંચનારી ખાસીયત એ જોઇ કે ચીનાઓ અંદર અંદર ગમે તેમ કુતરાં બિલાડાંની માફક લઢેવઢે પણ પરદેશીઓની સામે સઘળા એક થઇ જાય. આમ હોવાથીજ ચીનમાં હડતાલ પડે છે કે કોઇ ચોક્કસ પરદેશી કોમનો બોયકોટ થાય છે તો તે આબાદ થાય છે. ઇંગ્લંડમાં ટ્રેડ યુનીયનીઝમ હમણાં હસ્તીમાં આવ્યું, પણ ચીનમાં મજુરમંડળ આજ સૈકાઓ થયાં હસ્તી ધરાવે છે. ”

“ રાતે જમણ લીધા પછી તેમણે જે મોટી ફત્તેહ બ્રિટીશ સ્ટીમર પર દરોડો પાડી મેળવી હતી, તેની ખુશાલીમાં ચીનાઓએ નાચગાન શરૂ કર્યો. કેટલાકો એક બાજુ પાનાં રમવા બેસી ગયા, કોઇ હાથ અને આંગળાની ઇશારતથી કાગળ, પત્થર અને કાતર બનાવવાની જાણીતી ચીનાઇ રમત બુમ પાડી પાડીને રમતા હતા, કોઇ કોઇ વિચિત્ર વાદ્ય પર કંઇ ગાતા હતા. મને છેક રાતે ખબર

પડી કે મીસ ચુ ઉપરાંત ગુફામાં બીજી ચીનાઇ છોકરીઓ પણ હતી. એ બીજી એક ગુફામાં બેઠી હતી. નાચ ગાન શરૂ થયું, ત્યારે કેટલીક છોકરીઓ સુંદર વસ્ત્રો પહેરી બેઉ બાજુના કાનમાં ગુલાબન ફુલો ગોઠવી કિંમતી ચીનાઇ બરણીઓ પર જે તે જાતની નાજુક અણીઆળી આંખોવાળી ચીનાઇ નાઝનીઓ જણાય છે, તેવીજ આબાદ દૂરથી દેખાતી, ચાંદનીનાં રૂપેરી અજવાળામાં દિલ અને કલ્પનાને કોઇ અદ્દભૂત પ્રદેશમાં લઇ જાય, એવો મોહક અને આકર્ષક મુંગો નાચ કરી ગઇ. ચીનાઇ નર્તકીઓ જાપાનીસ ગૈશાની માફક મુંગો નાચ કરે છે. આપણી હિંદની નાચનારીઓની માફક પગમાં ઝાંઝર પહેરતી નથી કે કંઇ ગાતી નથી. પણ અંગમરોડ અને મુખપર ભાવો લાવી કાવ્યના ભાવનો કે નાટકના પ્રવેશનો હુબહુ ચિતાર રજુ કરે છે.

એ આખી રાત અમનચમન અને ગાન તાનમાં અમે ગાળી: સરદાર અને મીસ ચુનું જીગર પ્રથમ મુલાકાતેજ મળી ગએલું લાગ્યું, બંને ગુફામાં આવ્યાં ત્યારથી એકબીજાની સાથેનાં સાથે રહેતાં હતાં. પેલી છોકરી સરદાર આગળ પોતાની આશાઓ અને સ્વપ્નાઓની વાતો જાણે તેની આગળ જીગર ઠાલવી નાંખતી હોય, તેવી ઉલટ અને ઉત્સાહથી કરતી હતી. સરદારનું વ્યકિતત્વજ કંઇક એવું અદ્દભૂત છે કે જેમ સૂર્યના પ્રકાશમાં કમળ અને અન્ય ફૂલોની બંધ પાંદડીઓ ઉઘડી જાય અને પુષ્પ ખીલે તેમ સરદાર માયાથી કોઇ બાનુ આગળ વાતચીત કરતાં તેની આગળ કોમળ સ્ત્રીઓનાં હૃદયો હમેશાં ઉઘડી ગએલાં મેં જોયાં છે. કંઇક ઇશ્વરદત્ત શકિત અને આકર્ષણ પણ ખરૂં. હું માનું છું કે સરદારને સ્ત્રી જાતિ પ્રત્યે અસાધારણ માન અને પ્રેમની લાગણી હોવાથી એ કોમળ જાતિ તેના તરફ વધુ ખેંચાતી. કોઇ પણ સ્ત્રી જુવાન કે વૃદ્ધ, કાળી કે ગોરી, કોઇપણ દેશની હોય તેને આફત કે દુ:ખમાં જુવે તો

સરદારનું મન ઉકળી જવાનું, અને એવો પ્રસંગ આવતાં પરિણામની પરવાહ કર્યા વગર એ આગળ ધસવાનો.

આ તેના ગુણથીજ મીસ ચુનું જીગર તે પહેલીજ મુલાકાતે આકર્ષી શકેલો, અને કહેવું જોઇએ કે મીસ ચુ પણ તેને માટે ઓછી ઓછી થઇ જતી.

પેલી બ્રિટીશ સ્ટીમર ચીનાઇ ચાંચીયાઓને હાથે લૂંટાયાની ખબર આખી દુનિઆનાં વર્તમાન પત્રોમાં પહોંચી ગઇ અને બીજે દીવસે ચુનાં માણસો કીનારે જઇ છૂપી રીતે કેટલાંક છાપાંઓ લઇ આવ્યા. તેમાં તો એ બનાવને ઘણું મોટું ગંભીર રૂપ આપી જાણે દુનિઆ ઉથલ પાથલ થઇ ગઇ હોય એવો દેખાવ કરવામાં આવ્યો હતો. તેમાં અમે બંને પણ સંડોવાયા હતા. સારા ભાગ્યે સ્ટીમર પર અમારૂં નામ કોઇ જાણતું નહિ એટલે અમારી પેઢીપર ધાડ આવે તેવું હતું નહિ. બે હિંદી ઉતારૂઓ ચીનાઇ ચાંચીયાઓ જોડે મળી ગયા હતા એટલોજ માત્ર ઉલ્લેખ હતો. મીસ ચુના જાસુસો કંતાન અને હેંકાઉ જઇ એ ખબર લાવ્યા કે પેલી સોનારૂપાની પાટવાળી હોડી જે કંતાન સરકાર માટે છૂપી રીતે મોકલવામાં આવી હતી, તે સલામત કંતાન પહોંચી ગઇ છે, જોકે દરીયામાં ચારે બાજુ નજર રાખતા બ્રિટીશ મનવારોની નજર ચુકાવવાનું કામ ઘણું મુશકેલ હતું.

જાસુસો મારફત એ પણ ખબર મળી કે મારે અને સરદાર માટે કીનારે જવું સલામતીભર્યું નથી. છુપી પોલીસના માણસો અને શીખ પોલીસો હેંકાઉના બારામાં અમને પકડવા માટે રાત દિન આંટા માર્યા કરે છે.

ચીનાઓ કરતાં અમે જલદી બ્રિટીશ સત્તાવાળાઓના હાથમાં ઝીલાઇ જવાનો સંભવ હતો. ચીનાઓના બધાના ચ્હેરા એક



હૈતી ટાપુની રાજકુંવરી.

R. P. WORKS, LIMBDI.

# સરદાર હૈતી ટાપુમાં

મીસ ચુના હુકમથી એક ન્હાનું ચીનાઈ વહાણ અમને હૈતી ટાપુમાં મૂકી આવવા તૈયાર થયું. બે ત્રણ દિવસ પેલી ગુફામાં ચાંચીયાઓની મહેમાનગીરી ચાખી, એક સવારે મળસ્કામાં અમે મીસ ચુ અને પાર્ટીની રજા લઈ ઉપડ્યા. માર્ગમાં અને ટાપુમાં ઉતર્યા પછી થોડો વખત ચાલે તેટલો ખોરાક અને પાણી સાથે લઈ લીધાં હતાં. મીસ ચુ અને સરદારની એક બીજાની વિદાયના સીન મને હજુ પણ એક સુંદર ચિત્રની માફક યાદ આવે છે. ગુફાના એક એકાંત ભાગમાં બંને ગયાં. થોડી અને

ખલાસીઓ તૈયાર હતા. સરદારે ચુના બંને હાથો પોતાના હાથમાં લીધા. પળવાર બંને એક બીજા સામે અનિમીષ દ્રષ્ટિએ જોઇ રહ્યાં. પછી ચીનાઇ રીત પ્રમાણે ચુએ સરદાર સાથે નાક ઘસ્યું (ચુંબન કરવાની ચીનાઇ રીત) સરદારથી રહેવાયું નહિ. તેણે આવેશમાં આવી ચુને પોતાની બાથમાં લઇ લીધી અને તેના બંને ગાલોપર દિલના ઉમળકાથી ઉપરા ઉપરી બચ્ચીઓ કરી.

મીસ ચુ શરમથી લાલલાલ થઇ ગઇ, પણ તુરતજ સ્વસ્થ થઇ, સરદારને તેણે કહ્યું કે "ઓ હિંદી યુવાન! દિલ કહે છે કે તારી સાથે આવું પણ મારા દેશ પ્રત્યેની ફરજ મને અટકાવે છે." આટલું કહી ચુએ તેનો પીઠ પાછળ લટકતો અંબોડો જેને માયાથી સરદાર પસવારી રહ્યો હતો તેમાંથી એક બાલની લટ કાપી સરદારને ભેટ કરી. સરદારે પૂજ્યભાવથી એ બાલની લટ બંને આંખોએ લગાડી ચુમી અને પછી ખીસામાં મૂકી.

અમે હોડીમાં બેઠા, ચોથે દિવસે હૈતીના ટાપુમાં પહોંચ્યાં. આ તો ટાપુ કે બાગે પરસ્તાન? કાનમાં ફુલોના ગુચ્છા, ગળામાં કાચની માળાઓ, કમરે પાંદડાઓનાં આભુષણ, તાંબા જેવું બદન અને કાળી કાળી આંખોવાળી પુષ્કળ નાઝનીઓ ત્યાં દરીયામાં કુદી રહી હતી, કિનારે નાચી રહી હતી.

હૈતીના કિનારા પરનું મનોહર દ્રશ્ય જોતાં અમને લાગ્યું કે આ દુનિયાને બદલે કોઇ વિચિત્ર અકસ્માતથી અમે સીધા સ્વર્ગમાં તો નથી પહોંચી ગયાને? હોડી કિનારાની નજીક પહોંચતાં બૂટ મોજાં કહાડી પાટલૂન ગુંઠણ સુધી ઉંચુ ચડાવી હું અને સરદાર નીચે પાણીમાં કુદી પડ્યા, અને હોડીને ઘસડીને ઉપર રેતાળ કિનારાપર મોજાંના જોરથી પાણીમાં ઘસડાઇ ન જાય એટલી ઉંચી ચડાવી દીધી. હોડીની વ્યવસ્થા કર્યા પછી ફરી પાછાં બૂટ મોજાં ચડાવી અમે એ ટાપુના કિનારાપર આંટા મારવા લાગ્યા. અમારી

હોડી કિનારે પહોંચતાંજ ઘણી છોકરીઓ ભડકેલી હરીણીઓની માફક કિનારે નાસી જઇ દૂર ઉભી હતી અને કુતુહલથી અમારી સામે જોઇ રહી હતી.

પેલા ચાંચીયાઓના ટાપુમાંથી ઉપડવા પહેલા સરદારે ચીનાઓ પાસેથી હેંકાઉથી કેટલીક વસ્તુઓ એક ટ્રંકમાં મંગાવી હતી. એ વસ્તુઓ શું હતી તેની મને ખબર નહોતી. પણ હૈતી પહોંચ્યા પછી હોડીમાંથી ટ્રંક કહાડી તેણે જ્યારે તેમાંથી કેટલીક વસ્તુઓ કહાડી ત્યારે મને સરદારની દુર અંદેશી અને બુદ્ધિ માટે ૨૫ ટકા માન વધ્યું. મજકુર ટ્રંકની અંદર જાત જાતની રંગબેરંગી કાચની માળાઓ, બનાવટી લુગડાના જાપાનીશ અને ચીનાઇ કારીગરીનાં ફુલો, ચીનાઇ પંખાઓ, કાગળના ફાનસો, હાથીદાંતનાં રમકડાં, લાકડાંની બુદ્ધની અને ચીનાઇ દેવતાઓની મૂર્તિ વગેરે વગેરે હતું.

ટ્રંકમાંથી થોડીક મણકાઓની માળાઓ લઇ, તેમ થોડાં બનાવટી ફુલો અને હાર લઈ સરદાર પેલી છોકરીઓ તરફ થોડાં પગલાં ગયો. તેમને નમન કરી, તેમ ઇશારત કરી, અમે તેમના દુશ્મન નથી એ ખાતરી આપી, અને થોડીક માળાઓ એ છોકરીઓ તરફ ફેંકી.

છોકરીઓ થોડીકવાર તો બ્હીતી બ્હીતી દૂર ઉભી રહી. આખરે એ ટોળામાં સૌથી કદાવર અને ખૂબસુરત એવી એક છોકરી હિંમતથી બહાર આવી અને જમીન પર પડેલી મણકાની માળાઓ ઉંચકી લીધી, અને ન્હાનું બચ્ચું કોઇ નવું રમકડું જોઇને ખુશ ખુશ થઇ જાય, તેમ એ માળાઓ જોઇને ખુશ થઇ. સરદારે પોતે એક માળા પોતાના ગળામાં નાખી. જે જોઈ પેલી છોકરીએ પણ તેમ કર્યું. બાકીની માળાઓ માટે બીજી છોકરીઓ પડાપડી કરવા લાગી, ત્યાં સરદારેજ દરેક છોકરીને એકેક મળે એ રીતે કેટલીક માળાઓ ટ્રંકમાંથી કહાડી એ લોક તરફ ફેંકી અને દરેક છોકરીએ એક એક માળા લઇ લીધી.

માળાઓની લ્હાણી થયા પછી ફુલોની અને બીજી ન્હાની ન્હાની ભેટોની લ્હાણી થઇ. અમે દુશ્મન નથી એમ લાગવાથી છોકરીઓ અમારી જરા વધુ નજીક આવી. ઇશારતથી અમે ભુખ્યા છીએ એ વાત અમે તેમને સમજાવી. પેલી કદાવર જે બીજી છોકરીઓમાં આગળ પડી આવતી હતી, તેણે બે છોકરીઓને અમારી ટ્રંક ઉપાડવાનો હુકમ કર્યો. સૌથી આગળ પેલી કદાવર ખૂબસુરત છોકરી તેની પાછળ અમારી ટ્રંક ઉંચકી ચાલતી બે છોકરી અને છેલ્લે અમે એમ એ સરઘસ ટાપુને કિનારેથી તેના અંદરના ભાગમાં ટાપુ–વાસીઓના રહેઠાણ તરફ ચાલ્યું.

કિનારેથી કેટલેક દૂર નાળીએરી અને તાડોનું ગીચ વન હતું. એ વનમાં અમારૂં સરઘસ ઘુસ્યું એ ટાપુમાં જ્યાં નજર કરો ત્યાં તાડ અને નાળીએરી શિવાય બીજાં ઝાડો નજરે પડતાંજ નહોતાં.

જંગલની અંદર અડધો માઇલ ચાલ્યા પછી અમે તાડપત્રીઓનાં છાપરાંવાળાં ઝુપડાંઓના એક નાના ઝુંડ આગળ આવી પહોંચ્યાં. તાંબા જેવી કાયાવાળાં નાનાં નાનાં છોકરાં નાગાં નાગાં રમતાં હતાં. તે અમને જોઇ ઝુંપડાઓની અંદર નાસી ગયાં. રસ્તામાં સરદારે ઇશારતથી પેલી કદાવર છોકરીને અમારી મુછો બતાવીને પૂછ્યું હતું કે ટાપુનો પુરૂષ વર્ગ કયાં ગયો છે, તો તેણે ઇશારતથી અમને ખબર આપેલી કે ટાપુનો પુરૂષવર્ગ બડી બામદાદમાં હંમેશાં હોડીઓમાં બેસી દરીયામાં દૂર દૂર માછલા મારવા જાય છે. છોકરીએ જે દીશામાં આંગળી કરી તે દીશામાં દૂર દૂર કેટલીક હોડીઓ જોતાં અમને તેની વાત ખરી લાગી.

ઝુંપડાંઓનાં ઝુંડમાં એક મોટું ઝુંપડું દેખાતું હતું. તેની અંદર પેલી છોકરી ગઇ અને એક વૃદ્ધ પણ અસાધારણ ઉંચા કદનો અને મજબુત બાંધાનો, હાથમાં મગરમચ્છના હાડકામાંથી બનાવેલો ભાલો લઇ અમારી સામે આવ્યો, એ પુરૂષના માથાંના, મૂછનો

અને આંખ પરનાં ભવાના બાલ તદ્દન સફેદ રૂપેરી થઇ ગયા હતા. ચામડીનો રંગ ત્રાંબા જેવો હતો. ગળામાં હાડકાંની માળા પહેરી હતી, માથે કોઇ પક્ષીનું પીંછું ખોસ્યું હતું. અને કમરે સાબર કે હરણ જેવાં કોઇ જાનવરનું ચામડું વીંટાળ્યું હતું. એ પુરૂષના દમામ, પ્રભાવ અને દેખાવ પરથીજ વગર કહે અમે સમજી ગયા કે તે આ હૈતી ટાપુના લોકનો સરદાર હોવો જોઇએ.

તેને જોતાંજ સરદાર જરા આગળ વધ્યો, નમન કર્યું. માનથી સારામાં સારી મણકાની બે માળા, એક ચીનાઇ પંખો અને એક હાથીદાંતના હાથાવાળું ખંજર તેના પગ આગળ મૂકયું. અમારો દેખાવ જોઈ, તથા અમારી ભેટ જોઇ જંગલીઓના રાજાને ખાતરી થઇ કે અમે દુશ્મન નથી. એટલે તેણે પોતાનો ભાલો અમારાં માથાપર મૂકી ઇશારતથી અમને સમજાવ્યું કે અમે તેના મ્હેમાન હતા. રાજાના કહેવાથી અમે પણ સાથે તેના લાકડાના તખ્તપર તેની બાજુમાં બેઠા અને અમારી ટ્રંકમાંની જાતજાતની વસ્તુઓ તેને દેખાડી.

આ જંગલીઓનો સ્વભાવ ન્હાનાં બાળકો જેવો હોય છે. બાળકો જે રીતે કુદરતની પ્રેરણાથી કામ કરે છે, તેજ પ્રમાણે જંગલી લોકોનું જીવન પણ પ્રેરણા બુદ્ધિ પ્રમાણે ચાલે છે. રમકડાંઓથી જેમ બાળકો ખુશી થાય, તેમ કાચના મણકાઓ, નાનાં ચાટલાં, અને સાકરનાં ગાંગડાઓથી આ જંગલી લોકો ખુશ ખુશ થઇ જાય છે. પેલી કદાવર છોકરી જે એ જંગલીઓના રાજાની દિકરી જેવી લાગી, તેને એક ન્હાનો અરીસો અમે ભેટ આપતાં એ ખુશ ખુશ થઇ ગઇ, અને આરસામાં પોતાનું પ્રતિબિંબ જોઇ ગાંડી ગાંડી થઇ ગઇ.

બપોરે માછલી પકડવા ગએલા જંગલીઓ આવી પહોંચ્યા. તેમના રાજાના અમે મ્હેમાન છીએ એ જાણી અમે કયાંય પણ

જઇએ તો જંગલીઓ ઉભા રહી જઈ અમને નમન કરી માન આપતા. એ લોક આવ્યા પહેલાંજ અમારૂં ભોજન પેલી છોકરીઓની મદદથી થઇ ગયું હતું. મોઢાં અને પેટ તરફ આંગળી બતાવી ભુખ્યા છીએ એ ઇશારત કરી સમજાવતાં, રાજાની આજ્ઞાથી કેટલીક છોકરીઓ સડસડાટ નાળીએરી પર ચડી જઇ બે ચાર નાળીએરો તોડી લાવી. રાજાએ ફરશી જેવાં કંઇ હથીયારથી નાળીએરનાં ફાડચા કર્યા. બે ચાર છોકરીઓ કેટલીક માછલી અને કરચલા લઇ આવી. એ લોક માછલી કાચી ખાતાં હોય એમ લાગ્યું. અમે તો લાકડાંનાં થોડા કટકાઓ ભેગા કરી માંછલીઓ અને કરચલા શેકીને અમારો નાસ્તો તૈયાર કર્યો.

જંગલીઓના રાજાના હુકમથી અમારા માનમાં દરીયા કિનારે નાચની ગોઠવણ કરવામાં આવી હતી. પહેલાં પુરૂષોએ હાથમાં ભાલાંઓ સાથે યુદ્ધનો નાચ કરી બતાવ્યો. એક જણ વચમાં બેસી ઢોલકા જેવું કંઇ હતું, તેપર લાકડાના કટકાવતી તાલ આપી ઢોલ વગાડતો હતો, અને જંગલી યોદ્ધાઓ તેના તાલમાં ભાલાઓ ફેરવી ફેરકુદડી નાચતા હતા. પુરૂષોનો નાચ થઇ રહ્યા પછી, ગળામાં અને હાથમાં અને કાને ફૂલના ગુચ્છાવાળી છોકરીઓએ મનોહર નાચ કર્યો. આ ટાપુમાં સ્ત્રીનો દરજ્જો બીજા જંગલીઓ સાથ સરખાવતાં અમને ચડીયાતો લાગ્યો. મોડી રાત સુધી આવી રીતે નૃત્ય નિરખી રાજાએ અમારે માટે ખાસ ખાલી કરાવેલ, એક ઝુંપડામાં ટાપુની છોકરીઓએ તૈયાર કરી આપેલાં સાદડીના બિછાનામાં અમારૂં બેડીંગ પાથરી અમે સુઇ ગયા, ને થોડીજવારમાં ઘસઘસાટ ઉંઘી ગયાં, તે છેક સવારે ઝુંપડાનાં બારણામાંથી સૂર્યનો તડકો અમારા મ્હોં પર પડ્યો ત્યારે જાગ્યા.

બેચાર દિવસ અમે હૈતી ટાપુમાં તેના મહેમાન તરીકે રહ્યા. સવાર સાંજ અમે કલાકો વેર કિનારાપર ફરતા અને અમારા બાઇનો-

કયુલરો મારફત દરીયામાં કોઇ સ્ટીમર મળે તો ઉપડી જવા માટે જોયા કરતા. પાસિફિક મહાસાગરમાંના ટાપુઓ પાસેથી કોઇ કોઇ અમેરીકન અને જાપાનીસ સ્ટીમરો પસાર થાય છે એમ અમે સાંભળ્યું હતું.

એક દિવસ સ્હવારે વહેલા અમારા હંમેશના નિયમ પ્રમાણે અમે હાથમાં બાઇનોકયુલરો સાથે કિનારે આથડતા હતા, ત્યાં નાની નાની હોડીઓની અલમાર અમારા ટાપુ તરફ આવતી અમે જોઇ. અમારા ટાપુનો પુરૂષ વર્ગ દૂર દરીયામાં માછલા પકડવા ગયો હતો, એ અમે જાણતા હતા એટલે આ નવા આવનારાઓ કોઇ બીજા ટાપુના જંગલીઓ હોય એમ અમને લાગ્યું. એ હોડી-ઓને પાસે આવતી જોઇ કિનારાપર રમતી કેટલીક છોકરીઓ ચીસ પાડી ટાપુની અંદર નાસી ગઇ. હું તો કુતુહલથી એ નવા જંગ-લીઓ કઇ જાતના છે એ જોવા માગતો હતો ત્યાં તો સરદારેજ મારી પાસે દોડી આવી મને ચેતાવ્યો કે પડોશના સામોઆ બેટના જંગલીઓ આ બેટ પર ધસી આવ્યા છે. અત્યારે તો નાસ. એ લોક ઝેરી તીરો ફેંકે છે, એકાદ તીર ગરદન અથવા છાતીમાં ભોંકાઇ જશે તો સીધો યમદ્વારે પહોંચીશ.

સરદાર હજુ તો મને ચેતવે છે તે પહેલાં અમારા પગ આગળ તીડનાં ટોળાંની માફક તીરોનો વરસાદ વરસ્યો એટલે અમે બંને ગાબડી મારી જંગલમાં પહોંચી ગયા અને બેચાર ઝાડોનું ઝુંડ પાસે પાસે હતું એવી એક જગામાં સંતાઇ ગયા. અમારી સંતાવાની જગામાંથી દરીયા કાંઠો આખો દેખાતો હતો. લગભગ પચાસેક હોડી ટાપુ નજીક આવી અને તેમાંથી બસ્સો ત્રણસો જેટલા જંગલીઓ તીરકામઠાં અને ભાલા સાથે નીચે ઉતર્યા. પહેલાં તો એ જંગલીઓએ કિનારે પડેલી અમારી હોડી લુંટી. સારા ભાગ્યે, તેમાં અમારો વધુ સામાન ન હતો. ત્યાર પછી એ લોકો હૈતી ટાપુના રહેવાસીઓનાં

રહેઠાણ તરફ ગયા. બૂમાબૂમ અને રડારોળથી ત્યાં ગંભીર મામલો બન્યો હશે એમ અમે ધાર્યું. દોઢસો બસો માણસો સામે અમે બે કેવી રીતે પહોંચી શકીએ ? એકાદ કલાકમાં તો હુમલો કરનારાઓ અમારા ટાપુ પરના લોકોનાં ઘરો લૂટી, જે હાથમાં આવ્યું, તે તથા જેટલી હાથમાં આવી તેટલી છોકરીઓને ઉઠાવી, જેવા આવ્યા હતા તેવીજ ઝડપથી પાછા પોતાની હોડીઓમાં બેસી પસાર થઇ ગયા. પેલી કદાવર અને ખૂબસુરત છોકરીને ઉઠાવી જવામાં આવતી અમે જોઇ, પણ તે વખતે તેને મદદ કરી શકીએ તેમ નહોતું, એ છોકરીએ કિનારે આવતાં એક કરતાં વધુ વખત નાસી જવાની કોશીષ કરેલી. પોતાને પકડનાર એક બે જંગલીઓને બચકાં ભરી અને લાત મારી જમીનદોસ્ત કરેલા. તેને જોઇ સરદારે મારા કાનમાં કહેલું કે: "આને આપણે ગમે તે ભોગે બચાવવી પડશે. એ લોકની હોડી કઇ દીશામાં જાય છે તેનું ધ્યાન રાખજે, પેલો દૂર દક્ષિણ તરફ દેખાય છે તેજ સામોઆનો ટાપુ હોય એમ હું ધારું છું."

બાઇનોકયુલરની મદદથી હું જોઇ શકયો કે દૂર દક્ષિણ તરફ જે ટાપુ દેખાતો હતો, તેજ તરફ પેલા જંગલીઓ ગયા.

સામોઆના જંગલીઓ—ગયા પછી અમે કિનારે ગયા. દૂર દરીયામાંથી તેમની નજર પડી હશે તેથી અમારા ટાપુમાંના પુરૂષો ઝપાટાબંધ હોડીમાં પાછા આવ્યા હતા. મેં અને સરદારે અમારાં ઝુંપડાંમાં જઇ અમારી રીવોલ્વરો તૈયાર કરી કિનારે જઇ ટાપુમાંના બે એક ડઝન મજબૂત બાંધાના પુરૂષોને લઇ, અમે સામોઆ ટાપુ તરફ પેલી જંગલીઓના રાજાની કન્યાને બચાવવા ઉપડી ગયા. અમારી બંને પાસે રીવોલ્વરો અને કારતૂસો હતા. અમારા બે ડઝન જોડીદારો તેમનાં ભાલાં, તીર અને ફરશીથી સજ્જ થએલાં હતા. એક ઇલેકટ્રીક ટોર્ચ પણ અમે અમારી સાથે લઇ લીધો હતો.

અમે સામેઆ ટાપુ પહોંચ્યા ત્યારે રાત પડી ગઇ હતી. એ ટાપુ પણ અમારા ટાપુ જેવો તાડ અને નાળીએરીનાં ઝાડોથી આચ્છાદિત હતો. અમે અમારા જોડીદારોને ઇશારતથી સમજાવી દીધું હતું કે ગુપચુપ અને ઝડપથી સામેઆવાળાને ખબર ન પડે તે રીતે કામ કરવાનું છે. આ ટાપુમાં નાળીએરી અને તાડો જરા વધારે ગીચ હતાં. અમે ગુપચુપ પેટ પર પડી શીકારી કુતરાની માફક આગળ વધતા હતા. જંગલમાં કેટલોક માર્ગ કાપ્યા પછી એક ખુલ્લાં મેદાનમાં સામેઆવાળાઓનું એક મોટું ટોળું, એક મોટું તાપણું કરી તેની આસપાસ અમે નાચતું જોયું. એ ટોળાંથી થોડે દૂર એક ઝાડ નીચે પેલી હૈતીના ટાપુના રાજાની છોકરી અને તેની બે ત્રણ બ્હેનપણીઓને હાથ પગ બાંધી ઉભી રાખી હતી. આ ટાપુઓવાળા માણસખાઉ લાગ્યા. નાચ પુરો થયા પછી એ લોક નક્કી પેલી છોકરીઓને મારી ખાઇ જશે એમ અમને લાગ્યું. સામેઆ લોકની સંખ્યા વધારે હતી. અમારે ઓચિંતો છાપો મારી ત્યાંથી પેલી છોકરીઓને બચાવી નાશી જવાની જરૂર હતી. ગુપચુપ અમે જ્યાં પેલી છોકરીઓને બાંધી હતી, તે જગાથી થોડે દૂર સંતાઇ રહ્યા. સરદારે ઇશારતથી અમારા જોડીદારોને સમજાવી દીધું કે સરદાર જેવા આગળ ધસે કે તેમણે ચીસો પાડી દુશ્મનો-પર ઓચીંતો ધસારો કરવો, અને પહેલો ઘા કરી પાછા નાશી આવવું. અમે સામેઆવાળાનો નાચ પૂરો થવા દીધો. એ નાચ પૂરો થયા પછી તેમનો સરદાર જે ઠીંગણા કદનો અને વિકાળ દેખાવનો હતો, તે આગળ આવ્યો અને અમારી રાજકુંવરીની કંઇ મશ્કરી કરી. તેને પોતાની જોડે લગ્ન કરવા કહેતો હોય એમ તેના મ્હોંના ભાવપરથી લાગ્યું. અમારી રાજકુંવરીએ તિરસ્કારથી તેને ના પાડી હોય એ પણ તેના મુસ્કેરાટ પરથી દેખાયું. સામેઆ

સરદારે હુકમ કર્યો અને તેના પાંચ સેપાહો ભાલાઓ સાથે પેલી છોકરીઓને વીંધી નાખવા આગળ આવ્યા.

આજ પળે સરદારે પોતાની પાસેની ઇલેક્ટ્રીક ટોર્ચનો પ્રકાશ સામોઆ સરદારના મ્હોંપર નાખ્યો. અને પોતાની પાસેની રીવોલ્વર-માંથી ગોળી છોડી તેને ઠાર કર્યો.

આ બાજુ ઇલેક્ટ્રીક ટોર્ચની બત્તી થતાં હું અને પેલા હૈતી ટાપુવાળા જંગલીઓ ચીસો પાડતા કુદ્યા. સરદાર છોકરીઓનાં દોરડાં કાપવામાં રોકાયો. મેં સરદાર પાસેથી વિજળીક બત્તી લઇ લીધી. તેની લાઇટ હું જંગલીઓ પર નાખતો. એ લોકો લાઇટ જોઇ ગભરાતા, ત્યાં અમારાવાળા જઇ તેમને પુરા કરતા.

ઓચિંતી વિજળીક લાઇટ, રીવોલ્વરોના બારો, અને અમારા જેવા નવા લોકોને જોઇ એ ટાપુવાળા જંગલીઓ બ્હીન્યા, ને ઉભી પૂંછડીએ અંદરના ભાગમાં નાઠા. આ બાજુ અમે છોકરીઓને ઉઠાવી કિનારે આવ્યા. હોડીમાં બેઠા, અને હોડી હૈતી તરફ મારી મૂકી. આ બધો બનાવ પંદર મિનિટ જેટલા ટુંક અરસામાં બન્યો.

બીજે દિવસે સ્હવારે ખબર પડી કે સામોઆવાળાઓએ હૈતીના વૃદ્ધ રાજાને મારી નાખ્યો હતો. એ લોકના રીવાજ પ્રમાણે રાજા તરીકે તુરતજ કોઇને નેમવું જોઇએ. દબદબાથી રાજાને દફનાવી ટાપુના લોકોએ એકઠાં થઇ પેલી રાજાની કદાવર ખૂબસુરત છોકરી જેને અમે ટાઓ નામથી ઓળખતા હતા, તેને પોતાની સરદાર બનાવી, અને શાર્ક માછલીના દાંતની માળા તેના ગળામાં આરોપી, તેના બાપનો ભાલો તેને આપ્યો. તખ્તનશીન થઇ રહ્યા પછી એ રાજ-કન્યાએ સરદાર પાસે આવી પેલી શાર્ક માછલીના દાંતની માળા સરદારના ગળામાં પહેરાવીઃ ભાલો તેના હાથમાં આપ્યો અને ઇશા-રતથી સરદારને સમજાવ્યું કેઃ "તમે અમારો જાન બચાવ્યો માટે તમે આ ટાપુના રાજા થાવ, અમે તમારી દાસીઓ છીએ."

# અલ્જીરીયાની એશા

ચીનના અને હૈતી ટાપુમાંના સરદાર અને પોતાના અનુભવો મને હાશમભાઇએ કહેલા. અલ્જીરીઆ ટ્યુનીસ, મોરોક્કો અને મીસરમાં સરદારની સાથે હાશમભાઇ નહોતા. એ દેશોની સફર સરદારે એકલાંજ કરેલી. હાશમભાઇને પોરબંદર જવાનું થવાથી થોડા દિવસ તેમને ત્યાં હું જઇ શક્યો નહતો. એ આવ્યા ત્યારે હૈતીની વધારે વાત પૂછતાં તેમણે એટલુંજ જણાવેલું કે હૈતીમાં તેમની જંગલી પત્નીઓની સાથે સરદાર અને એ ત્રણજ મહિના રહ્યા હતા. તેમની હૈતી મહોરદાર

ઘણીજ પ્રેમાળ અને વફાદાર હતી. પણ પતી પત્નીને એક બીજાંની ભાષા ન આવડે, બંનેનાં જીવન જુદાંઃ આપણી રીતે ખોરાક પકાવતાં તેમને શીખવતાં ભારે મુશ્કેલી પડે. આપણી વધી ગએલી જરૂરીઆતો એ ટાપુમાં ન સંતોષાય, વગેરે કારણથી અમે કંટાળી ગયેલા, અને તેથી એક દિવસે એક અમેરીકન સ્ટીમર નજર પડતાં કિનારાપરથી વાવટાઓની ઇશારતથી સ્ટીમરપર વાવટાઓનું ધ્યાન ખેંચી અમારી હૈતી પત્નીઓને કપાતા જીગરે રડતી અને કલ્પાંત કરતી કિનારે મૂકી, અમે ત્યાંથી ઉપડી ગયા.

× × ×

હોશમભાઇ સાથે ગયેલા નહિ હોવાથી હૈતી પછીનો સરદારનો પ્રેમ પ્રસંગ મારે તેમના જીવન ચરિત્રમાંજ વાંચવો પડેલો. સરદારને તેની ત્રીજી માશુક અલ્જીરીઆમાં આવેલા બીસ્કા શહેરમાં ઐશા નામની મળી હતી. આ ઐશા એક અરબ છોકરી હતી.

બીસ્કા અલ્જીરીઆમાં ઘણું સુંદર ફેશનેબલ, હવા ખાવાનું મથક છે. ફ્રેન્ચોએ તેને તદ્દન યુરોપીઅન શહેર બનાવી મૂકયું છે. ત્યાંના વૃદ્ધ આરબોના કહેવા પ્રમાણે તો એક વખતના એ જાણીતા પ્રાચીન શહેરને ફ્રેન્ચોએ પશ્ચિમનાં શહેરોનો રંગ આપી બગાડી મૂકયું છે. બીસ્કામાં વિશાળ યુરોપીઅન હોટેલો છે. તેવાજ ભભકાબંધ અને ફેશનેબલ આરબ કબાબખાનાંઓ છે. ઘોડદોડની શરતનું મેદાન પણ બીસ્કામાં આવેલું છે. તેમ માલેતુજારો માટે જુગાર રમવા માટે મોન્ટેકાર્લો અને કેસીનો જેવી સગવડ છે. સરદારની ડાયરી પરથી જણાયું કે સરદાર ત્યાં ચોક્કસ વેપારી ગોઠવણ સારા નસીબે પાર ઉતરવાથી મોજમજાહ કરવા એકાદ મહિનો રોકાયા હતા, પણ એ એકાદ મહિનામાં ઇશ્કનો તીર વાગતાં ઐશા નામની યુવતિ સાથે નેકાહ કરી ખાસ્સું એક વર્ષ બીસ્કામાં રહેલા. ઐશાની

# અલ્જીરીયાની એશા

ચીનના અને હૈતી ટાપુમાંના સરદાર અને પોતાના અનુભવો મને હાશમભાઇએ કહેલા. અલ્જીરીઆ ટ્યુનીસ, મોરોક્કો અને મીસરમાં સરદારની સાથે હાશમભાઇ નહોતા. એ દેશોની સફર સરદારે એકલાંજ કરેલી. હાશમભાઇને પોરબંદર જવાનું થવાથી થોડા દિવસ તેમને ત્યાં હું જઇ શક્યો નહતો. એ આવ્યા ત્યારે હૈતીની વધારે વાત પૂછતાં તેમણે એટલુંજ જણાવેલું કે હૈતીમાં તેમની જંગલી પત્નીઓની સાથે સરદાર અને એ ત્રણજ મહિના રહ્યા હતા. તેમની હૈતી મહોરદાર

ઘણીજ પ્રેમાળ અને વફાદાર હતી. પણ પતી પત્નીને એક બીજાની ભાષા ન આવડે, બંનેનાં જીવન જુદાં: આપણી રીતે ખોરાક પકાવતાં તેમને શીખવતાં ભારે મુશ્કેલી પડે. આપણી વધી ગએલી જરૂરીઆતો એ ટાપુમાં ન સંતોષાય, વગેરે કારણથી અમે કંટાળી ગયેલા, અને તેથી એક દિવસે એક **અમેરીકન સ્ટીમર** નજર પડતાં કિનારાપરથી વાવટાઓની ઇશારતથી સ્ટીમરપર વાવટાઓનું ધ્યાન ખેંચી અમારી હૈતી પત્નીઓને કપાતા જીગરે રડતી અને કલ્પાંત કરતી કિનારે મૂકી, અમે ત્યાંથી ઉપડી ગયા.

× × ×

**હાશમભાઇ** સાથે ગયેલા નહિ હોવાથી હૈતી પછીનો **સરદારનો** પ્રેમ પ્રસંગ મારે તેમના જીવન ચરિત્રમાંજ વાંચવો પડેલો. **સરદારને** તેની ત્રીજી માશુક **અલ્જીરીઆમાં** આવેલા **બ્રીસ્કા** શહેરમાં **ઐશા** નામની મળી હતી. આ **ઐશા** એક **અરબ** છોકરી હતી.

**બ્રીસ્કા** **અલ્જીરીઆમાં** ઘણું સુંદર ફેશનેબલ, હવા ખાવાનું મથક છે. ફ્રેન્ચોએ તેને તદ્દન યુરોપીઅન શહેર બનાવી મૂકયું છે. ત્યાંના વૃદ્ધ **આરબોના** કહેવા પ્રમાણે તો એક વખતના એ જાણીતા પ્રાચીન શહેરને ફ્રેન્ચોએ પશ્ચિમનાં શહેરોનો રંગ આપી બગાડી મૂકયું છે. **બ્રીસ્કામાં** વિશાળ યુરોપીઅન હોટેલો છે. તેવાજ ભભકાબંધ અને ફેશનેબલ આરબ કબાબખાનાંઓ છે. ઘોડદોડની શરતનું મેદાન પણ **બ્રીસ્કામાં** આવેલું છે. તેમ માલેતુજારો માટે જુગાર રમવા માટે મોન્ટેકાર્લો અને કેસીનો જેવી સગવડ છે. **સરદારની** ડાયરી પરથી જણાયું કે **સરદાર** ત્યાં ચોક્કસ વેપારી ગોઠવણ સારા નસીબે પાર ઉતરવાથી મોજમજાહ કરવા એકાદ મહિનો રોકાયા હતા, પણ એ એકાદ મહિનામાં ઇશ્કનો તીર વાગતાં **ઐશા** નામની યુવતિ સાથે નેકાહ કરી ખાસ્સું એક વર્ષ **બ્રીસ્કામાં** રહેલા. **ઐશાની**

પ્રથમ મુલાકાત, અને પ્રેમ પ્રસંગનું વર્ણન સરદારે પોતાની ડાયરીમાં નીચે પ્રમાણે કર્યું છે.

× × ×

**સરદાર** લખે છે કે: " એક દિવસ બપોરના એક આરબ મહોલ્લામાંથી હું પસાર થતો હતો, ત્યાં એક ઘરની અટારી પરથી મારાપર કાંદા અને લસણનાં છોતરાં પડયાં. કોઇ તોફાની છોકરાએ મને પરદેશી ધારી તોફાન કર્યું હશે એમ ધારી ફોતરાં ખંખેરી નાંખી મેં અટારી તરફ નજર કરી તો એક ઘણીજ ખૂબસુરત આરબ નાઝનીનું મુખડું દેખાયું. અટારીમાં બેઠાં બેઠાં તેણે કાંદા અને લસણ છોલ્યાં હશે અને બેભાનપણેજ ઉભા થયાં વગર એ રસ્તાપર ફેંકયાં હતાં. મારાપર કચરો પડતાં મેં ખીજાઇ જતાં ફોતરાં કોનાંપર પડયાં એ જોવા કુતુહલથી એ ગેલેરીમાં બેઠેલી ઉભી થઇ ગઇ, અને ઉતાવળમાં મ્હોંપર બુરખો નાંખવાનું વિસરી ગઇ. મને જોઇ કોઇ સારા માણસપર તેનાથી કચરો ફેંકાઇ ગયો એ પ્રતિતી થતાં એ શરમાઇ ગઇ અને અરબ્બીમાં " માફ કરજો " એટલા શબ્દો બોલી. જરા નમન કરી, બુરખો ઓઢી લઇ ગુમ થઇ ગઇ. "

આ બધો બનાવ માત્ર થોડીક સેકન્ડમાં બન્યો, માથાપર ફોતરાં પડવાથી મારે ચમકીને ઉભાં રહેવું, ઓચિંતા અટારી પર નજર કરવી, પેલી યુવતીનો ચ્હેરો દેખાવો, તેણે હાથે સલામ જેવું કરી જરા માથું નમાવી માફી માગવી, અને પછી તુરતજ બુરખો ઓઢી ગુમ થવું.

આરબ સ્ત્રીઓ સખ્ત પડદો રાખે છે. પરપુરૂષ કદિ પણ તેનું મ્હોડું જોઇ શકતો નથી. વળી મોરોક્કામાં તો પરદેશીઓની અવર-જવર વધારે હોવાથી જુના વિચારના આરબો તેમની સ્ત્રી જાતિપર સખ્ત જાપતો રખે છે. એટલે પેલી આરબ યુવતિનો ચ્હેરો જોતાં

પહેલા તો મને અજાયબી લાગી પણ જ્યારે તેણે ઝડપથી બુરખો ઓઢી લીધો ત્યારે મને લાગ્યું કે ખરેખર તેની ભૂલજ થએલી હતી. જે ત્વરાથી તેણે માફી માગી લીધી એ પરથી મને લાગ્યું કે એ બાઇ કંઇક ભણેલી અને સંસ્કારી હોવી જોઇએ. સાધારણ રીતે ઇસ્લામી મુલકમાં સ્ત્રીઓ અજાણ્યા માણસનો ભેટો થઇ જાય અને કંઇ અકસ્માતથી તેમનો ચ્હેરો દેખાઇ જાય તો ખસીયાણી પડી બુરખો ઓઢી લઇ નાસી જાય છે. હરફ સરખો પણ કહાડવાની હિંમત કરતી નથી.

બે ત્રણ પળજ એ ચ્હેરો મને દેખાયો પણ તે એટલો સુંદર અને આકર્ષક હતો કે તેનું ચિત્ર મારા મગજમાંથી દિવસો સુધી ખસ્યું નહિ. અલ્જીરીયાના આરબો અરબસ્તાનનાં આરબો કરતાં જરા વધારે ઉજળા વાનના હોય છે. અટારીવાળી સ્ત્રીની ચામડીનો રંગ સફેદ ગુલાબ જેવો હતો. હોઠ લાલ ચણોઠી જેવા હતા, તેમનની વચ્ચે મોતી જેવી દાંતોની હાર હતી. ભવાં સમશીર જેવાં વાંકાં હતાં. અને આંખો મ્હોટી અને કાળી કાળી હતી. હાથની હથેલી અને નખપર મેંદી લગાવી હતી. નાક આરબ જાતમાં આવે છે તેવું લાંબુ અણીઆળું હતું. અવાઝ મીઠો હતો. ટુંકમાં શેખ સંદી, હાફીઝ કે ઉમર ખય્યામ વાંચતાં કલ્પનાના ચિત્રપટપર જે જાતની સુંદરીનું ચિત્ર ખડું થાય તેવી તે હતી. દિવસો સુધી તેને હું ન ભૂલ્યો અને તેમાં પણ તેની મ્હોટી કાળી કાળી આંખો અને કમાનદાર ભવાં તો મને સ્વપ્નામાં પણ દેખાતાં.

× × ×

**એક** રાતે એક આરબ મિત્રની સાથે બીસ્કના ' લા ગ્રાન્ડ ' થીએટરમાં એક જાણીતો ખેલ ભજવાતો હતો તે જોવા હું ગયો હતો.

'લા ગ્રાન્ડ' થીએટરમાં પચરંગી પ્રેક્ષકો હતાં, યુરોપીઅનો ઓરચેસ્ટ્રા, બાલ્કની અને બોક્સમાં નજરે પડતા હતા. મોટે ભાગે ઓફ્રીકાના ફ્રેંચ વેપારીઓ અમલદારો અને તેમનાં કુટુંબ હતાં. કોઇ કોઇ અમેરીકન સહેલાણી કે બ્રિટીશ ધંધાદારી પણ નજરે પડતો હતો. ઓરચેસ્ટ્રામાં આગલી હરોળમાં પશ્ચિમના સંસર્ગથી યુરોપીઅન જેવા થઇ ગએલા, અને પેરીસ જઇ તાલીમ લઇ આવેલા કેટલાક આરબ યુવાનો અપ–ટુ–ડેટ યુરોપીઅન ડ્રેસ અને માથે ફેઝ સાથે નજરે પડતા હતા. યાહુદીઓ. સીસીલીઅનો અને મૂર લોક પણ નીચલા વર્ગમાં સારી સંખ્યામાં દેખાતા હતા.

ઓડીઅન્સમાં ઓરચેસ્ટ્રા વર્ગમાં બીજી હરોલમાં એક આરબ જોડું મેં જોયું અને મને નવાઇ લાગી. અલ્જીરીઆમાં કેળવાયલા આરબો યુરોપીઅન ડ્રેસ ધારણ કરે, યુરોપીઅન ખાણાપીણામાં મઝા માણે, ફ્રેંચ ભાષામાં પાવરધા બને, ટેનીસ, ક્રિકેટ અને ફુટબોલ રમતાં શીખે, પણ કવચિતજ યુરોપીઅનોની માફક પોતાના સ્ત્રી-વર્ગને બહાર કાઢે. કોઇ આરબ જોડે તેમને ગમે તેવી જીગરની દોસ્તી હોય, અલબત એક આરબ કદિ ઉપકાર ન ભૂલેઃ તમે તેના મિત્રો હો તો તમારી આફ્ત વખતે એ તમને માથું આપે, પણ કદિ તેનો જનાનો તમે જોઇ શકોજ નહિ. આરબોનો આ સ્વભાવ હોવાથી ઓડીઅન્સમાં પેલી આરબ સ્ત્રીની હાજરી જોઇ હું અજબ થયો. સ્ત્રીની સાથે જે પુરૂષ હતો તે યુરોપીઅન ડ્રેસમાં, અને માથે કાળી ફેઝ પહેરી હતી. બાઇએ ચોકલેટ કલરનો ઝભ્ભો પહેર્યો હતો અને માથાં પર આસમાની રંગનું બારીક કપડું ઓઢયું હતું. જેના પારદર્શક કુમાશમાંથી તેનો છેક કમરસુધી પહોંચતો લાંબો ગુંથી લીધેલો અંબોડો નજરે પડતો હતો, પગમાં સોનેરી ભરતની મોજ-ડીઓ હતી. આંખ અને કપાળનો ભાગ ખુલ્લો હતો, નાક આગ-ળથી સફેદ બારીક બુરખો ઝુલતો હતો. મ્હોંપર એ રીતે બુરખો

તો નાખ્યો હતો, પણ તે એટલો તો પાતળો હતો કે જોનારને એ બુરખાની પાછળ છૂપાએલું સોહામણું મુખડું અને પરવાળા જેવા હોઠ દેખાતા હતા. બાજુમાં બેઠેલા મારા આરબ મિત્રને પેલા જોડા વિષે પૂછતાં તેણે મ્હોં મરડયું, એ લોકની રીતભાત તેને પસંદ ન હોય એમ લાગ્યું. તેણે જણાવ્યું કે એ ભાઇ બ્હેન છે. પુરૂષનું નામ અલિહસન છે, અને સ્ત્રીનું નામ ઐશા છે. અલિહસનનો બાપ પુષ્કળ પૈસા મૂકી ગએલો. બ્રીસ્કાનું એક મોટું રેસ્ટોરાં તેની માલેકીનું હતું, પણ અલિભાઇ પારીસથી કેળવણી લઇ આવી પશ્ચિમની મોજશોખમાં પારંગત થતાં બાપની દોલત ખતમ થઇ. અત્યારે તો માથે દેવું છે. ઐશાની ઉમર સત્તર વર્ષની થઇ છે. પણ હજુ કુંવારી છે. જુના વિચારના શ્રીમંત આરબ કુટુંબો એવી સુધરેલી કન્યાને પોતાનાં ઘરમાં લાવતાં ડરે છે, જ્યારે ગરીબ આરબ યુવાનો અલિહસનને પસંદ પડતા નથી, આમ એની બ્હેન બિચારી પરણ્યા વગરની રહી ગઇ છે.

નાટકનો પહેલો અંક પડતાં નીચે ઓરચેસ્ટ્રાના દરવાજા આગળના કોરીડોરમાં હું આંટા મારવા લાગ્યો. મારી દાનત પેલી બાઇનો ચ્હેરો જોવાની હતી, પણ એ કામ બહુ સીફતથી કરવાનું હતું. ઇસ્લામી મુલકો જેવાં કે અરબસ્તાન, અફઘાનીસ્તાન, મીસર, તુર્કસ્તાન, ઇરાન કે અલજીરીઆમાં કોઇ સ્ત્રી સાથે અમર્યાદ રીતે જોવામાં પણ જોખમ છે. હિંદુસ્તાનમાં જેમ કેટલાક અણઘડ પુરૂષો રસ્તામાં, ટ્રેનમાં કે ટ્રામમાં બાઇ માણસો સામે અવિવેકભરીરીતે જુએ છે, તેમ ઉપર જણાવેલા દેશોમાં કરવા જાય તો માર તો શું પણ કોઇ એકાંત ગલ્લીમાં કોઇ એકાંત રાત્રિએ ખૂન સુદ્ધાં થઇ જવાનો ભય ખરો. મારૂં કુતુહલ ન જણાય માટે નાટકનું પ્રોગ્રામ વાંચવાનો ડોળ કરતો હું એક થાંભલા આગળ ઉભો હતો, ત્યાં પેલો પુરૂષ અને એ સ્ત્રી બહાર આવ્યાં. પ્રોગ્રામનું કાગ-

ળીઉં મારા મ્હોડા આડું રાખી મેં જોયું તો જણાયું કે પેલી અટારીમાં દેખાયલું મુખડું થીએટરમાં મારી સામે ઉભું હતું. બીજી સ્ત્રીઓ કરતાં એ જરા ઉંચી હતી. એજ કાળી કાળી આંખો અને એજ વાંકાં ભવાં જે મારા મનમાં ચોંટી ગયાં હતાં તે સામે હતાં. ચોકલેટ રંગના રેશમી ઝબ્બામાં આખું અંગ ઢંકાયલું છતાં, બદનનું લાલિત્ય વસ્ત્રના પડદા પાછળથી દેખાઈ આવતું હતું. ભાઇની આજ્ઞાથી એક થાંભલા આગળ જઇ એ ઉભી રહી, અને પેલા મીસ્ટર ઉપર પહેલે માળે થીએટરના બારમાં સિધાવ્યા. પેલી બાઇ જેનું નામ ઐશા હું મારા આરબ મિત્ર પાસેથી જાણી શકયો હતો, તે કોઇ બેગમની અદાથી ઠસ્સાથી ઉભી હતી. તેનો દેખાવ આંખ અને રૂપ એવાં હતાં કે તેની આગળથી પસાર થનાર યુરોપીઅન બાનુઓ અને ગૃહસ્થોનું પણ તેના તરફ ધ્યાન ખેંચાતું. ગેલેરીમાં ઉભેલી ફ્રેંચ મડમો, અને અલજીરીઆની યાહુદણોથી એ જુદી પડી આવતી હતી.

એ ત્યાં થાંભલાને અઢેલી ઉભી હતી ત્યાં એક દારૂ પી છાટકો થએલો સીસીલીઅન સેલર ડોલતો ડોલતો ઉપરના બારમાંથી કોરીડોરમાં આવ્યો અને ઐશાની આગળ ઉભો રહી ભાંગી તૂટી ફ્રેંચ ભાષામાં પીટકલાસનું બારણું કયાં છે એ પૂછવા લાગ્યો. પેલીએ તેને જોઇ મ્હોં મરડયું. ઐશાની ખૂબસુરતી જોઇ પેલા છાટકા સેલર બાવાને કંઇ અડપલું કરવાની વૃત્તિ થઇ, એ ડોલતો ડોલતો ઐશાની જરા વધુ નજીક ગયો, અને હાથનો ચાળો કરવા જાય તે પહેલાં તો મારા જમણા હાથની થપ્પડથી એ ઉભો હતો ત્યાંજ જમીન માપી ગયો. પોતાની ભાષામાં ગાળો દેતો એ ઉભો થયો અને છરી કહાડી. સીસીલીઅન ખલાસીઓ ઘણા ઝનુની આવે છે અને વાત વાતમાં જરા ટંટો થતાં જીગરજાન દોસ્તને કે સગાભાઇને પણ છરી પહેરાવી દેતાં પાછું જોતા નથી, કોઇ વખત તો

આ લોકો ગંજીપાનાં પાનાં રમતાં મરઘાં બટકાંની માફક માણસોને રહેંસી નાખે છે કે પોતે રહેંસાઇ જાય છે. આવો મામલો મેં આગળથીજ ધારી લીધેલો અને તે માટે તમાચો મારતા પહેલાંજ બાંહે ચડાવી હું તૈયાર ઉભો હતો. જેવી પેલાએ છરી કાઢી કે એક હાથે તેનો છરીવાળો હાથ પકડી લઇ બીજે હાથે મેં તેની બોચી પકડી. લોક ભેગું થઇ ગયું. ઐશાનો ભાઇ આવી લાગ્યો. ઐશા આગળથી પેલા ખલાસીની વાત સાંભળી ઝનુનથી તે પેલા સીસીલીઅનની ગળચી દાબવા ધસ્યો. તેનાં હેતુમાં એ ફાવે એ પહેલાં તો એક ફ્રેંચ ઓફીસર અને બે સેપાહો ખલાસીને અમારા હાથમાંથી છોડાવી બહાર લઇ ગયા.

ઐશાએ તેના ભાઇ અલિહસન જોડે મારી ઓળખાણ કરાવી એમ કહીને કે : " પેલો ખલાસી અટકચાળું કરતો હતો ત્યારે તેને લપડાક લગાવી દેનાર આ જવાંમર્દે મારે ખાતર છરીના હુમલાનું પણ જોખમ વેઠયું. "

મેં હસીને જણાવ્યું કે : " એમાં જોખમ શાનું ? સ્ત્રીજાતિનું અપમાન પોતાની હાજરીમાં થવા દે એ મર્દ નામને લાયક નથી. "

અલીહસને મને હરખથી શેકહેન્ડ કરી. ત્યાં થીએટરમાં પડદો ઉપડવાની ટકોરી વાગી. ઐશાએ અંગ્રેજ મડમોની માફક શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો મેં તે મારા હાથમાં લીધો. આરસપાણમાંથી કોતરી કહાડયો હોય એવો નાજુક અને સફેદ, મખમલ જેવો મુલાયમ, અને અડકતાં બદનને વિજળીનો ઝટકો મારી જીગર વીંધી નાખે એવો તે ગરમ હતો. અહેશાનમાં ઐશાનું દિલ ઝુકી ગયું હતું, પણ તેના હસ્તના સ્પર્શથી હું તો તદ્દન બેફામ બની ગયો હતો. જીગરમાં કંઇ અનેરી લાગણીઓ થતી હતી. 'સલામઆલેકુમ' કરી હું ઉપર મારા બોકસમાં પહોંચ્યો. મારા આરબ મિત્રે કંઇ વાત કરી, મેં સાંભળી નહિ. સ્ટેજપર નાટક શરૂ થયું, મારી

આંખ ઉઘાડી હતી પણ શું થાય છે તે દેખાતું નહોતું. માથું ધમધમી રહ્યું હતું, કોઇને અને ખાસ કરીને મારી બાજુમાં બેઠેલા મિત્રને ખબર ન પડી જાય માટે પેલી તરફ નજર ન કરવા હું ખાસ સંયમ રાખતો હતો, પણ બબ્બે કે ત્રણ ત્રણ મીનીટને આંતરે આંખો મારી બુદ્ધિના હુકમને ઠોકરે મારી એ દિશામાં દોડી જતી. એક વખત મારી અને ઐશાની ડોક એક સાથે ફરી, પળવાર અમારી આંખો મળી. નાક આગળ બુરખો હતો છતાં હું જોઇ શકયો કે આંખ મળતાં એ શરમાઇ ગઇ હતી, અને લજ્જાની લાલી તેની હડપચીથી શરૂ થઇ, ગાલના પ્રદેશપર ફરી વળી સુંદર છીપ જેવા તેના કાન સુધી છવાઇ ગઇ હતી.

ખેલ ખતમ થતાં ઐશા, અલિ મને ફરી પાછાં મળ્યાં. અલિએ મને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું; મેં ના પાડી, તેણે ઘણો ઘણો આગ્રહ કર્યો અને કહ્યું કે હોટેલમાં તે મને તેડવા આવશે અને સાથે લઇ ગયા વગર જશે નહિ. ઐશા અમારાથી થોડે દૂર ઉભી હતી. એક અક્ષર બોલતી નહોતી. પણ તેની કાળી કાળી આંખો મને જાણે કહેતી હોય કે " તમે જરૂર આવજો હોં ! ન આવો તો મારા સમ છે " એમ મને લાગ્યું. આખરે અલિનું આમંત્રણ મેં સ્વીકાર્યું.

× × ×

**બીજે** દિવસે બાર વાગે અલિહસન મને હોટેલમાં તેડવા આવ્યા. હું પણ મારો સારામાં સારો શુટ પહેરી તેની વાટ જોતોજ બેઠો હતો. અલિ આવી લાગતાં તેની સાથે તેને ઘેર જવા હું નીકળી પડયો. સફેદ, બેઠી બાંધણીના છાપરાની જગાએ અગાસી અને અયવાનોવાળા ઘરોની લાઇનો, રસ્તાની બેઉ બાજુએ આવી રહેલી એવી ડઝનેક ગલીઓ વટાવ્યા પછી એક ન્હાના પણ રોનકદાર ઘર આગળ અમે થોભ્યા. આ મકાન પણ મહોલ્લાનાં બીજાં

મકાનો જેવું બેઠી બાંધણીનું અને ચુનાથી ધોયેલું સફેદ ભીંતોનું હતું. છતાં અગાસી ઉપરાંત તેને અટારી હોવાથી તેમ બારીમાં સુંદર રેશમી પડદા ટાંગેલા હોવાથી તે બીજા મકાનોથી જરા જુદું તરી આવતું હતું.

અલિહસને બારણું ઠોકયું અને એક બુઢ્ઢા નોકરે દરવાજો ઉઘાડયો. દરવાજાની અંદર પ્રવેશ કરતાં સામે ન્હાનકડું ફળીયું હતું. એ ફળીયામાં એટલે કમ્પાઉન્ડની વચમાં પાણીનો ન્હાનો હોજ હતો. આ હોજ આગળ અમે ઉભા રહ્યા, ત્યાં એક ચોકલેટ કલરનો ન્હાનો આરબ છોકરો એક ઝારીમાં ગરમ સુગંધી પાણી, સાબુ, ટુવાલ લઈ આવ્યો. મેં અને હુસને ત્યાં હાથ મ્હોડું ધોયાં.

સામે બેત્રણ ઓરડા હતા તે પસાર કરી સીડી ચડી અમે ઉપલા ખંડમાં ગયા. ત્યાં જમીનપર જાજમ બિછાવવામાં આવી હતી. બૂટ કહાડી અમે એ ખંડમાંથી બીજા ખંડમાં અને બીજામાંથી ત્રીજામાં ગયા. અલિએ બુમ મારતાં એક બુઢ્ઢી અંદરના ભાગમાંથી બહાર આવી અને અલિના પૂછવાથી ખબર આપી કે ઐશા અગાશીમાં અમારા માટે ભોજનની તૈયારી કરી રહી છે. પેલી બુઢ્ઢીએ નીચે જતાં મારી સામે તીરસ્કાર અને શંકાથી જોયું. તેનો સુધરેલો જુવાન શેઠ આ રીતે પોતાની બ્હેનને અજાણ્યા શખસ સમક્ષ વગર પરદે રજુ કરે એ તેના જુના વિચારના ભેજાંને ગમતું નહિઃ મ્હોં કટાણું કરી બબડતી તે ચાલી ગઇ.

અગાસીમાં અમે ગયાં, અગાસીમાં મારા સ્વાગત માટેની તૈયારી કરવામાં આવી હતી. સાદડીઓ બિછાવી તે પર કીંમતી ઈરાની ગાલીચાઓ પાથરવામાં આવ્યા હતા. અગાસીની પાળને અઢેલીને મોટા ગોળ તકીયા અને ઓશીકાં મૂકવામાં આવ્યા હતા. અગાશીના ચારે ખુણાપર બાંબુઓ ખોસી ઉપર જાડા લીલા કપડાનું આચ્છાદન કરવામાં આવ્યું હતું, તેથી તડકો ન લાગે, ગાલીચાની

આગળ ટેબલ જેવા ન્હાના બાજઠો ગોઠવી દેવામાં આવ્યા હતાં. આરબો જમીનપર થાળી મૂકી જમે છે, ઇસ્લામીઓ અન્નદેવને ઘણું માન આપે છે.

અગાસીમાં અમે દાખલ થયા ત્યારે કાળાં વસ્ત્રોમાં લપેટાયલો એક આકાર એક ખુણામાં ફ્રૂટ સાફ કરી રહ્યો હતો, અમને જોઇ એ આકાર ઉભો થયો. અલિએ બોલાવતાં અમારા તરફ ફર્યો, એ ઐશા હતી. કાળો બુરખો તેણે ઓઢયો હતો, આંખો અને કપાળ દેખાતાં હતાં. મ્હોંપર ઝીણું સફેદ વસ્ત્ર ઝુલતું હતું. મને આરબી ભાગ્યું તૂટયું આવડતું. ધંધામાં અલજીરીઆમાં હું ફ્રેન્ચ ભાષામાં બોલતો. અરબ્બીમાં અલિએ ઐશાને કંઇ કહ્યું. હું સમજ્યો નહિ. પેલો કાળો બુરખો ઉતારી નાખવામાં આવ્યો. અલિએ ફરી કંઇક કહ્યું. બે નાજુક હાથો ઉંચા થયા અને મ્હોંપરંનો પાતળો બુરખો પણ દૂર થયો.

આરબ સૌંદર્યની પ્રતિમા–ઐશા મારી સામે ઉભી રહી. બદનને બરાબર ફીટ થાય તેવો ગુલાબી ઝબ્બો તેણે પહેર્યો હતો. ઝબ્બાને છેડે લીલી બોર્ડર અને તેમાં સોનેરી ભરત હતું. કમરની ઉપર એક ટાઇટ મખમલનો કબજો પહેર્યો હતો. તેના નાજુક પગમાં જરીનાં ભરતની મોજડીયો હતી, હાથમાં સોનાનાં કંકણ હતાં : કાનમાં સોનાની વાલી હતી. માથું ઉઘાડું હતું. અને તેના લાંબા ચોટલાની ગુંથેલી બે લટો ખભા આગળથી આગળ ઝુલતી હતી, જાણે બે નાગણો તેની દેહલતાનું રક્ષણ કરવા તૈયાર હોય !

બુરખો ખસેડતાં અને મને જોતાં બે ત્રણ મીનીટ ઐશાએ શરમાઇ લીધું, પછી તેના સુધરેલા ભાઇના સંસર્ગથી આવેલી હિંમતે તેને સ્વાસ્થ્ય આપ્યું. મીઠાશથી 'સલામ અલેકુમ' કરી તેણે શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો.

હું અને અલિ જમવા બેઠા. અમને પીરસવાનું ઐશાએજ માથે લીધું હતું. મારા માનમાં આજે બબરચીને તકલીફ નહિ આપતાં અલિના જણાવવા પ્રમાણે દરેક વાની ઐશાએ પોતે જાતે બનાવી હતી. એક પછી એક જુદી જુદી વાનીઓના ખુમચા એ અંદરના ઓરડામાંથી લઇ આવતી, અને અમને આગ્રહ કરી કરીને જમાડતી.

ઐશાનું બદન ઘાટીલું હતું, અને ટાઇટ કપડાંથી યૌવનના બહારમાં વિકસેલા તેનાં અંગેઅંગ દેખાઇ આવતાં હતાં. એ ચાલતી ત્યારે મોહક લાગે એવી હંસ ગતિથી ચાલતી. તેની કાળી કાળી આંખો જ્યારે કંઇક પદાર્થ ખાવાનો આગ્રહ કરતી તે વખતે એકી ટશે મારી સામે જોઇ રહેતી, ત્યારે પુરૂષ હોવા છતાં હું શરમાઇ જતો. તેની આંખો તેના રૂપથી મારાપર શું અસર થઇ છે તેની જાણે નોંધ લેતી હોય એમ લાગતી. એ આંખો પોતાનો પ્રભાવ જાણતી, કોઇ વખત જાણે મમતાથી મને માથાપર હાથ ફેરવતી હોય, પસરાવતી હોય એમ લાગતી. કોઇ વખત એકદમ ચમકી મારી સામે ત્રાંસી નજર ફેંકી જીગરમાં જાણે ખંજર ફેંકતી, તો કોઇ વખત અજબ રીતે મારા તરફ જાણે મને ભુરકી નાખતી, મારાપર જાદુ કરતી, મને તે વખતે પ્રતિતી થઇ કે બહાર છુટથી હરતી ફરતી સુધરેલા દેશોની લલના કરતાં ઓઝલ અને પડદામાં રહેનારી પ્રમદાઓ પુરૂષ જાતિપર કંઇ જુદોજ પ્રભાવ પાડી શકે છે. મને તો ત્યાં વહેમ પડયો કે મેળાવડાઓમાં, જાહેર જગ્યાઓમાં ટેનીસકોર્ટો વગેરે સ્થળે પુરૂષજાતિ જોડે સમાનતાથી અને છૂટથી ભેળાતી લલનાઓએ સ્ત્રી જાતિની કેટલીક અદ્દભુત શક્તિઓ અને આકર્ષણ ગુમાવ્યાં હશે ! યુરોપી સ્ત્રીઓ નયનબાણ મારી શકતી હશે પણ એ આંખનું જાદુ કરી ભુરકી નાખી પુરૂષને બેફામ બનાવી દઇ શકતી હશે કે કેમ એ માટે મને શંકા છે.

ભોજન પુરૂં થયા પછી ફ્રુટને ઇન્સાફ અપાયો ત્યાર પછી ઐશા ગરમાગરમ કોફી બનાવી લાવી. કૉફી પીતાં અને સીગરેટ ફુંકતાં અલિહસને પોતાનો ઇતિહાસ મને કહી નાખ્યો. તેની વાત પરથી લાગ્યું કે એક વખતે તે માલેતુજાર હતો પણ મને મળ્યો ત્યારે તદ્દન તળીઆઝાટક થઇ ગયો હતો, તેનું જાણીતું રેસ્ટોરાં એક જાડા મેલા મનના આરબના કબજામાં હતું. રૂ. વીસ હજાર જેટલી રકમ માટે એ ગીરો મૂકવામાં આવ્યું હતું. હોટેલની વ્યવસ્થા નાણાં ધીરનાર કરતો હતો. અને એકાદ મહીનાની અંદર રૂ. વીસ હજારની રકમ ન ભરાય તો અલિહસનના હાથમાંથી એ હોટેલ સમૂળગું જાય તેમ હતું. અલિને નોકરી ધંધો મળતો ન હતો. સારા વખતમાં પોતે વસાવેલાં ઘરેણાં વેચી સાટી એ પોતાના ઘરનું ગાડું ગબડાવતો. સ્ત્રી મરી ગઇ હતી, સગામાં ઐશા એકલીજ હતી. નોકરી મળવાનો એકજ ચાન્સ હતો. પેલા આરબે એક વખત ઐશાને જોઇ હતી. ત્યારથી એ તેના પર આશક પડી ગયો હતો. તેણે અલિને કહ્યું હતું કે જો તેની બ્હેનની શાદી તેની સાથે કરવામાં આવે તો તે પોતે અલિને રેસ્ટોરામાં મેનેજરની જગા સારા પગારથી આપે. અલિહસન તદ્દન આવી રહ્યો હતો પણ પોતાની વ્હાલી બ્હેનને એવા આધેડ વયના બુબખ જોડે પરણાવવા રાજી ન હતો. નોકરીનો ચાન્સ ન જવા દેવા માટે એ પેલા આરબ જોડે બગાડતો નહિ. "લગ્ન કરી આપીશ, કરી આપીશ" કહી આશ્વાસન આપ્યા કરતો. દરમ્યાન પોતે હોટેલ ગીરોમાંથી છોડવી શકાય એવી રકમ ભેગી કરવા દરેક શ્રીમંત ઓળખીતાને ત્યાં ધક્કા ખાઇ આવેલો, પણ પેલો લુચ્ચો માંગનાર દરેક ઠેકાણે આગળથી પહોંચી જઇ અલિહસન વિષે ગમે તે વાતો કરી વાટી આવતો. અલિના સુધારક વિચારો પણ તેની આડે આવતા. ઐશા તો બિચારી એ હોટેલવાળાનું નામ સાંભળી બ્હીકણ હરણાની માફક ધ્રૂજતી મુંગી

મુંગી એકાંતમાં રડતી, પણ પોતા માટે ભાઇને દુઃખી થતો જોઇ આખરે તે એ જાડા રેસ્ટોરાંવાળા સાથે પરણવા તૈયાર થઇ હતી. મહિનાની આખેર સુધીમાં પેલાની રકમ નહિ અપાય તો ઐશાનાં લગ્નની તૈયારી કરવી પડશે.

આ બધી વાત અલિએ દુઃખી જીગરે મને કરી નાખી. એ નિખાલસ માણુસ હતો. મનમાં હોય તે બોલી દે એવો.

મેં ઐશા તરફ નજર કરી. હોટેલવાળાની વાત ચાલતી હતી ત્યારે તેની આંખોમાં એક બે આંસુનાં ટીપાં ચમકવાનો મને ભાસ થએલો. ખરેખર એ ભાઇ બ્હેનની હાલત કફોડી હતી. ભાઇ કે બ્હેન બેમાંથી એકનો ભોગ લેવાય તેમ હતું. અને બન્નેમાંથી કોઇ પણ એક કે બીજાને દુઃખી જોવા માગતું નહોતું. અલિની વાત સાંભળી મારૂં દિલ ઐશા માટે પીંગળી ગયું હતું, અને મેં તેને એ દુષ્ટ બુઢ્ઢાના હાથમાંથી બચાવવા ઠરાવ કર્યો હતો. જીગર પીંગળ્યું હતું ત્યાં મારી વેપારી બુદ્ધિ આડી આવી. વ્યવહારની નજરે મને મામલો જોવા કહ્યું. પૈસા હું કયાંથી આપીશ ? આપવાજ હોય તો મુંબઇ પહેડીમાં તાર કરી મંગાવી શકું. પહેડીનો વહીવટ એ વખતે મારા વાલિદ કરતા હતા. તેમને કંઇ એમ ન કહેવાય કે એક દુઃખી ભાઇ બ્હેનને છોડાવવા નાણાં મોકલો. મજકુર હોટેલ કયાં આવ્યું છે એ અલિને પૂછ્યું, તેણે જે વર્ણન કર્યું તે પરથી એ રેસ્ટોરાંની ઘણી વખત મુલાકાત લીધેલી મને યાદ આવી. યાદ કરતાં રેસ્ટોરાંની ઘરાકી અને આવકનો ખ્યાલ આવ્યો. જ્યારે જ્યારે હું ત્યાં ગએલો ત્યારે ઘરાક પુષ્કળ રહેતા એ પણ યાદ આવ્યું. રૂા. વીસ હજારમાં તો એ હોટેલ પેલા આરબના હાથમાં મફત જતું હતું. વધારે કફોડી વાત તો એ હતી કે અલિના રહેવાના ઘરપર પણ પેલા રેસ્ટોરાંવાળાએ બીજા રૂા. દશ હજાર ધીર્યા હતા. મહીનો પુરો

થતાં પહેલાં અલિ ઐશાને તેની જોડે ન પરણાવે તો નોકરીનું તો રહ્યું પણ રહેવાનું ઘર પણ જાય.

અલિને રૂા. ત્રીસ હજાર ધીરી હું હોટેલમાં મારો ભાગ રાખી શકું. ધંધા અને વેપારની નજરે પણ એ ઉત્તમ તક હતી.

મેં હસનને કહ્યું: "રૂા. ત્રીસ હજાર હું આપીશ, મુંઝાતો નહિ, આ ફુલ જેવી બાળા એ ગધેડાને ન સોંપતો."

અલિ મારી સામે અજાયબીથી જોઇ રહ્યો અને ઐશાએ ઉંચા આસમાન તરફ હાથ ઉંચો કરી ઉદ્‌ગાર કાઢયો કે "અલ્લાહ આ તારી મદદ !"

× × ×

**અલિને** ત્યાંથી તે દિવસે નીકળી હું પેલા રેસ્ટોરામાં ગયો અને એક વેઇટરને જરા સારી ટીપ આપી. રેસ્ટોરાંની આવક વગેરે જેટલી હકીકતો જાણવી હતી તે જાણી લીધી. વેઇટરની વાતચિતપરથી લાગ્યું કે રેસ્ટોરાંના નોકરો આ નવા માલેકને ધિક્કારતા હતા, અને પોતાના આગલા યુવાન શેઠ અલિહસન તરફ સૌને દિલસોજી અને લાગણી હતી.

હોટેલમાં આવી પહેલું કામ મેં મુંબઇ પહેડીપર તાર કરવાનું કર્યું તેમાં લખ્યું કે: "ત્રીસ હજાર રૂપિયા આપવાથી આફ્રીકાનું એક સારામાં સારૂં હોટેલ કેવી રીતે હાથમાં આવે છે. ધીરેલી રકમ બે મહિનામાંજ કેવી રીતે વસુલ થઇ શકે તેમ છે. મૂળ માલિકનો ચાર આની ભાગ રાખીએ તો પણ આફ્રીકામાં પહેડીને એક ચાલુ કમાણીનું સાધન મળે અને હોટેલના મકાનમાંજ પહેડીની ઓફીસ રાખીએ તો અલજીરીઆ અને ટયુનીસનો વેપાર સારો હાથમાં આવે, અને હિંદી માલ આ મુલકમાં સારા પ્રમાણમાં ખપાવી શકાય, હિંદના કરીયાણાં, એરંડા અને ભોંયશીંગ માટે આફ્રીકામાં સારૂં બજાર હતું."

મારી વેપારી કુનેહ માટે મુંબઇની મુખ્ય પહેડીને, મારા મોટા ભાઇઓને અને ખાસ કરીને મારા વડિલને માન હતું: પહેડીના કામે હું દેશ દેશાવર ફર્યો હતો. મોજશોખ પુષ્કળ કર્યા હતા, પણ કયાંય પણ ખોટનો વેપાર કર્યો ન હતો. મુસાફરી અને હોટેલના ખર્ચ જેટલીજ રકમ હું મુંબઇથી મંગાવતો. બાકી જે દેશમાં ગયો હોઉં ત્યાંનો રાહઘાટ નિહાળી મારા આનંદ માટે જોઇતી રકમ પેદા કરી લેવાની આવડત મારામાં આવી ગઇ હતી. પહેડીને લાભ થાય એવી કંઇ યોજના કે કામ હોય તો જ પહેડીપર તાર કરી હું પૈસા મંગાવતો. અલિહસનવાળા રેસ્ટોરાં માટે મેં તાર કર્યો અને બે દિવસમાં બ્રીસ્કાની કુક્સ કંપનીની શાખાપર મુંબઇથી તારથીજ મારે નામે ૩૫ હજાર રૂપિઆનો ડ્રાફ્ટ આવ્યો. (મેં તારમાં રૂા. ૩૫ હજાર મંગાવ્યા હતા. રૂા. ત્રીસ હજાર અલીને ધીરવા પાંચ હજાર મારી પાસે રાખવા.)

× × ×

દિવસો એક પછી એક પસાર થતા હતા. પેલો રેસ્ટોરાંવાળો, અલીહસન કોઇ કાળે પણ તેનું કરજ ચુકવી શકે તેમ નથી એમ ધારી પોતાનાં લગ્નની ધામધુમ કરી રહ્યો હતો. ગામના અને આજુબાજુના ઝવેરીઓને બોલાવી પોતા માટે અને પોતાની આવનાર જુવાન માશુક માટે જાતજાતના હીરા, મોતી, માણેક અને બીજા ઝવેરાતના દાગીના તૈયાર કરાવ્યા હતા. એ ભાઇ ખરીદી માટે બહાર પડતાં બ્રીસ્કાની કાપડ બજારમાં ઉથલ પાથલ થઇ ગઇ હતી. જાતજાતનાં રેશમી, સુતરાઉ અને મખમલના પોશાકોના ઓર્ડરો તેણે આપ્યા હતા. ગામ બહાર એક સુંદર સ્થળમાં આલીશાન મંડપ બાંધી ત્યાં લગ્નના દિવસની સ્હાંજે ગામના પ્રતિષ્ઠીત માણસોને દબદબા ભરી પાર્ટી આપવાની ગોઠવણ તેણે દિવસો આગળથી કરી રાખી હતી, અને ખાણું પકાવવા માટે ટ્યુનીસથી ખાસ ફ્રેંચ શેફ (રસોયા) બોલાવ્યા હતા.

મારી પાસે મુંબઇથી પૈસા આવી ગયા હતા. અલિ હસને કહ્યું કે રેસ્ટોરાંવાળાને તેનું કરજ ચુકવી દઇ તેને વધારે ધામધુમ કરતો અટકાવવો, પણ મેં ના પાડી, મારો વિચાર એ મેલા મનના માણસને આબાદ ચાટ પાડવાનો હતો. અલિને સાથે લઇ બ્રીસ્કામાં સૌથી બાહોશ ગણાતા એક ફ્રેંચ વકીલને હું મળ્યો અને તેને બધી વાત સમજાવી. ઘર અને રેસ્ટોરાં પેલાના હાથમાંથી કેમ છોડાવવાં તેનો પ્લાન ઘડી કાઢ્યો. તે પણ રમુજી માણસ હતો, તેની પણ એજ સલાહ પડી કે હોટેલવાળાને વરરાજા બનવા દેવો અને પરણવા આવે ત્યારે તોરણેથી પાછો કહાડવો.

આ બાજુ મારી અને અલિહસન વચ્ચે રેસ્ટોરાંની વ્યવસ્થા માટે લખત થઇ ગયું. મેં તેનો ચાર આની ભાગ ઠેરવ્યો. ચાર આની ભાગ મારો અને આઠ આના મુંબઇની પહેડીનો એમ ગોઠવણ કરી. પહેડીની રકમ ભરાય નહિ ત્યાં સુધી ચાર છ મહિના અમારે બંનેમાંથી એકેએ ખર્ચજોગી રકમજ ઉપાડવી, એમ નક્કી કર્યું.

અલિહસને પેલા હોટેલવાળાને પૈસા ચુકવવાની મુદ્દત જે દિવસે ખલાસ થતી હતી તેનો એક દિવસ આગમચ પેલાએ પોતાની શા'દી ગોઠવી હતી. આ બાજુ અલિ અને અમે પણ તૈયારી કરી રાખી હતી. ગામ બહાર જ્યાં પેલાએ મોટો શમીઆનો બંધાવ્યો હતો; તેની પાડોશમાં તૈયાર થએલી એક નવી સરાઇમાં લગ્નની ક્રિયા થવાની હતી. તેનો વખત સ્હવારનો નવ વાગ્યાનો ઠરાવવામાં આવ્યો હતો. શા'દીની ક્રિયામાં બહારનાઓને ઘણાઓને નોતર્યા નહોતા. હોટેલવાળો પાંચમી વાર પરણતો હોવાથી શા'દીની ક્રિયામાં ખાસ થોડાં અંગત માણસોનેજ તેણે બોલાવ્યાં હતાં. સાંજે પાર્ટીમાં પાંચસો પરોણાઓ આવવાના હતા. નવ વાગ્યાને શુમારે પેલી સરાઇમાં અલિહસનની જમાતના પ્રતિષ્ઠીત ગૃહસ્થો હાજર થયા. લગ્નની ક્રિયા કરાવવા માટે બ્રીસ્કાની મોટી મસ્જીદના ઇમામ

ખાસ પધાર્યા હતા. વરરાજાની સાથે તેના બે ભત્રીજાઓ આવ્યા હતા. નવને ટકોરે જાન નાનખટાઇ બેંડ સાથે જરીનાં કપડામાં શોભતા, ઘીની બરણી જેવા ચરબીદાર લાડાજીને લઇને આવી પહોંચી.

શરૂઆતની થોડી વિધિ થઇ. આરબ લગ્ન ક્રિયા વખતે વર કન્યા બંનેને તેઓને સામું પાત્ર કબુલ છે કે કેમ તે પૂછવામાં આવે છે. કન્યાને પૂછવામાં આવે છે કે વર પસંદ છે કે અને વરને પૂછવામાં આવે છે કે " કાણી, બાડી, લંગડી, લૂલી કબુલ" સેંકડે નવાણું ટકા વરકન્યા લગ્નની ક્રિયા કરાવનાર પૂછે ત્યારે પોતાની પસંદગીજ જાહેર કરે છે.

તે દિવસે લગ્નની ક્રિયા કરાવતાં ઇમામે વરરાજાને પૂછયું તો તેણે નાળીએર જેવું માથું હલાવ્યું. એશાને પૂછયું તો તેણે આખી મીજલસ સાંભળે તેમ બુલંદ અવાજે એ બુઢ્ઢા જોડે પરણવાની સાફ ના પાડી. મીજલસ ચમકી ગઇ. જમાતના બુઢ્ઢાઓએ પોતાની જીંદગી દરમ્યાન આવો બનાવ કદિ જોયો ન હતો. ઇમામ અજબ થયા. વરરાજા પહેલાં તો સનજાડ ચાટ પડી ગયા. ધરતી માર્ગ આપે તો અંદર સમાઇ જાય એવું એમનું ડાચું થઇ ગયું. પણ તુરતજ ગુસ્સાથી લાલચોળ થઇ ગયા. ક્રોધથી તેમની ચરબીદાર ગરદન ફુલી ગઇ અને કપાળપરની નસો ઉપસી આવી. તેમણે કન્યાને લીધા વગર નહિજ ખસવાની જીદ લીધી. જમાતમાંના વૃદ્ધો અંદર અંદર હવે શું કરવું તેની ચર્ચા કરવા લાગ્યા. અલિ-હસન અને તેના મિત્રોએ ઇમામને બાજુમાં લઇ જઇ ટુંકમાં શું મામલો છે તે તેમને સમજાવી દીધો. ઇમામ સમજી ગયા કે આ શા'દી જોર જુલમથી થતી હતી. તેમણે ચુકાદો આપ્યો કે પરણનાર કન્યા ના પાડે છે ત્યારે આ શા'દી થઇ શકે નહિ. પોતાના નિર્ણ-યના ટેકામાં શરીયતનો આધાર લઇ તેમણે કેટલાક દાખલાઓ ટાંકયાં. ટુંકમાં ઇમામે તો શા'દી કયારે શરીયત પ્રમાણે થએલી

ગણાય, અને વર કન્યાની અન્યો અન્ય ઇચ્છા હોય, વગેરે બાબતો પર એક ન્હાનકડી વાયજ કરી નાખી. જમાતના બીજાં માણસોની પણ પેલા રેસ્ટોરાંવાળા તરફ દિલસોજી હોય તેમ લાગ્યું નહિ. અજાયબીની અસર પુરી થતાં તેમની હાસ્યવૃત્તિ ખીલી નીકળી. તેમના ભત્રીજાઓ જેમને કાકા પાંચમીવાર લગ્ન કરે એ પસંદ નહોતું તે તો આ બનાવ જોઇ ખુશ ખુશ થઇ ગયા. કાકાને કાંઇ ફરજંદ નહોતું, તેના એકલા વારસો એ બે ભત્રીજા હતા. કાકાની દરેક નવી કાકી તેમને આંખના કણાની માફક ખુંચતી પણ એમના નશીબના સીતારાએ જોર કરવાથી દરેક કાકી લગ્ન પછી એક બે વર્ષમાંજ ગુજરી જતી.

"આવતી કાલે કોર્ટમાં જોઇ લઇશ" એ ધમકી આપી વરરાજા મોટરમાં બેસી ગયા. ભત્રીજાઓએ હસતાં હસતાંજ હાજર રહેલાં પરોણાઓને શરબત અને મીઠાઇ વહેંચી. શાદીની ક્રિયામાં થોડા જે માણસો આવ્યા હતાં તેની આગળ પેલાના ભત્રીજાઓએ માગી લીધું કે: "સરાઇમાં જે સીન બન્યો છે તેની વાત આજનો દિવસ બહાર ન કરશો. તે દિવસે સ્હાંજે મેળાવડામાં પુષ્કળ લોક આવશે તેને અમે સંભાળી લઇશું. તોપ મારશું કે વરરાજાની તબિયત ઓચિંતી બગડી આવી. મેળાવડાનાં આમંત્રણ આઠ દિવસ આગમચથી નીકળ્યા છે, અને જે તૈયારી થઇ છે તે રદ કરી શકાય તેમ નથી." હાજર રહેલાઓએ એ વાત બહાર ન પાડવા કબુલ કર્યું.

સ્હાંજે પેલા રેસ્ટોરાંવાળાના ભત્રીજાએ એ મેળાવડાનું કામ તો નિર્વિઘ્ને પાર પાડયું. સ્હવારમાં સરાઇમાં આવેલાં ભત્રીજાઓએ એવી કુનેહથી કામ લીધું કે કાકાની ગેરહાજરીની કોઇને ખબરજ ન પડી.

બીજે દિવસે અગીઆર વાગે રેસ્ટોરાંવાળો અલિહસનના ઘરપર જપ્તી આણવાનો ઓર્ડર લેવા તથા હોટેલનો સ્વતંત્ર કબજાનો હુકમ મેળવવા તથા એ રેસ્ટોરાં ગીરો મૂકનારે નાણાં નહિ ભરવાથી પોતાની માલેકીનું રજીસ્ટર કરાવવા, ગ્રીસ્કાની સ્મોલકોઝીઝ કોર્ટમાં હાજર થયો હતો. પણ એ માસ્તરના પહેલાં અમે અમારા વકીલ સાથે ત્યાં આગમચથી ઉભા હતા. નામદાર જજ આવી પહોંચતાં પેલાએ પોતાના વકીલ મારફત પોતાની અરજી દાખલ કરી કે અમારો વકીલ ઉભો થયો અને બોલ્યો કે અલીહસન કરજ ચુકવવા તૈયાર છે.

અલિહસન તરફથી વકીલને ઉભો રહેલો જોઇ રેસ્ટોરાંવાળો ચમકયો. એ જાણતો હતો કે અલિ પાસે વકીલ સુદ્ધાં રોકવાનાં નાણાં નહોતાં. તેણે પોતાના વકીલના કાનમાં કંઇક કહ્યું અને વકીલે કોર્ટને કહ્યું કે ' પ્રતિવાદી પાસે પૈસા છેજ નહિ. વ્યાજ પણ પૂરૂં પાધરૂં તે ભરી શકતો નહિ. મારાં કુલને ઘણું નુકશાન થાય છે માટે આપ ઓર્ડર આપો "

"પણ પ્રતિવાદી નાણાં ભરવા તૈયાર હોય તો" અમારા વકીલે પેલાને વધુ બોલતો અટકાવી કહ્યું.

" તો અહિં કોર્ટમાંજ ભરી દે. " રેસ્ટોરાંવાળાના વકીલે કહ્યું.

" તૈયાર છીએ " એમ અમારો વકીલ બોલ્યો. અલીહસને નોટોનો થોકડો કહાડયો. પેલા હૉટેલવાળા સામે તિરસ્કારથી જોઇ ટેબલપર ફેંકયો. બન્ને વકીલોએ ભેગા મળી રકમ ગણી લીધી. કોર્ટ સમક્ષજ કરજ ફીટવાની રસીટ થઇ. હોટેલ અને ઘર બંનેનો કબજો, અલીને મળ્યો. પેલા હોટેલવાળાનું મ્હોડું નોટોનો થોકડો જોતાં જે ફાટી ગયું હતું તે છેવટ સુધી એમને એમ ઉઘાડુંજ રહ્યું. ટેક્ષીમાંજ અમે રેસ્ટોરાંમાં પહોંચ્યા, અને ત્યાંના માણસોની ભારી ખુશાલી વચ્ચે હોટેલનો ચાર્જ લીધો.

× × ×

પેલા ઐશા જોડે પરણવા તૈયાર થયેલા બણુચક બુઢ્ઢા આરબને કોર્ટમાં આબાદ ચાટ પાડયા પછી આઠેક દિવસ મને અને અલિહસનને હોટેલનો કારભાર વ્યવસ્થિત કરવામાંજ રાત દિવસ સખ્ત મહેનત કરવી પડેલી. પેલા મખ્ખીચુસ આરબે યુરોપીઅન સ્ટાઇલનાં મારા દોસ્તનાં સુંદર રેસ્ટોરાંને ભઠીયારખાનાં જેવું બનાવી દીધું હતું. બિચારા અલિહસને ખાસ પેરીસથી મંગાવેલાં ફેશનેબલ ફરનીચરનો બેપરવાહીથી દાળ વાટલો કરી નાખ્યો હતો. રેસ્ટોરાંમાં માણસો તો સઘળા આગલાં અલિહસનનાં વખતનાં હતાં, પણ તેમ છતાં બેચાર મવાલી જેવાં માણસો પેલા આરબે રસોડામાં અને વેઇટરોના ઉપરીઓ તરીકે ગોઠવ્યાં હતાં. કહેવાની જરૂર નથી કે એ મવાલીઓને અમારે તુરતજ રૂખસદ આપવી પડી. રેસ્ટોરાંની ભીંતોને નવો રંગ લગાડયો, ફરનીચર ફરી પોલીશ કરાવ્યું, વિજળીક બત્તીઓની ગોઠવણ વધારે ભભકાદાર કરી. આમ દશ પંદર દહાડા અમારા હોટેલ પાછળની માથાકુટમાંજ ચાલી ગયા.

રેસ્ટોરાંની વ્યવસ્થાની ધમાલમાં, ખોટું શું કામ કહું—ઐશાને હું સદંતર ભૂલીજ ગયો હતો. એક દિવસે બપોરે મારાં હોટેલમાં હું અને અલિહસન કૉફી પીતા અને ઉંચ્ચી કવોલીટીની ઇજીપ્શીઅન સીગેરેટોના ધુમાડા કહાડતા બેઠા હતા, ત્યાં અલિહસને મ્હને ઓચિંતા પૂછયું:

“ અલ્યા ચક્રમ! તું ઐશાને મળ્યો કે ? ”

( અમારી દોસ્તી ગાઢી થએલી હોવાથી અલિ એટલી છુટ મારી સાથે લઇ શકતો. એ મને મારો લ્હેરી સ્વભાવ જોઇ ‘ચક્રમ’ ઉપનામથી બોલાવતો, હું તેને તેની ચાલવાની ઢબપરથી ‘ખચ્ચર’ કહેતો. )

“ નહિ, તેને તો હું તદ્દન ભૂલીજ ગયો છું. ”

"શરમ નથી આવતી ? પેલા બુબખના હાથમાં જતી તેં એને બચાવી ત્યારથી એનો એ અહેશાન માનતી હંમેશ તારી વાટ જુએ છે, તું બી ઘેર નથી આવતો અને હું બી ગધેડો તેનો સંદેશો તને આપતાં ભૂલી જાઉં છું."

"બોલ ક્યારે ઘેર આવું ?"

"હમણાંજ ઘેર જા. એકાદ કલાકમાં હું આવી પહોંચું છું. ઘેર પેલી બુઢ્ઢી આયા હશે. તેનો વાંધો નહિ. ઐશા તને મળી શકશે. બુઢ્ઢી કંઇ બબડે તો મનમાં આણતો નહિ. એ જૂની વિચારવાળીને મારૂં અને ઐશાનું સ્વતંત્ર વર્તન ગમતું નથી. અમને બેઉને એ બુવાએ (આયા) બચપણથી ઉછેર્યાં છે એટલે અમે તેને કંઇ કહી શકતાં નથી. તું હમણાંજ ઉપડ. છોકરા જોડે ઐશાને તારા આવવા વિષે ચિઠ્ઠી મોકલું છું. આજે આપણે બધાંએ સાથેજ જમવાનું છે."

અલિહસને તો મારા હોટલના આટાફેરીનું કામ કરતા એક નાનકડા હબસી છોકરાને ચીઠ્ઠી લખી આપી, ઘર તરફ દોડાવ્યો; અને મને પરાણે ખુરશીપરથી ઉઠાડી મારો સારામાં સારો સૂટ પહેરાવ્યો. મને તૈયાર કરતાં અલિ બબડયો કે "અલ્યા સરદાર ! દિલ્લગી કેમ કરવી અને માશુકને કેમ મળવું, એ મારે તને શીખવવું ! અને તે પણ મારી બ્હેન સાથે ?"

"તું નવું નથી કરતો" મેં જવાબ આપ્યો. "અમારા હિંદમાં આવો જ એક ઘણો નામીચો દાખલો બન્યો છે. અમારા શ્રીકૃષ્ણે પોતાની બ્હેન સુભદ્રાનું હરણ કેમ કરવું એ પોતાના દોસ્ત અર્જુનને શીખવ્યું હતું."

"ઠીક ત્યારે હું અપવાદ નથી. પણ અમારા અલજીરીયામાં આટલી છૂટ અને તે પણ આરબોમાં ન લેવાય હો ?" અલિ હસ્યો, અને હું તેની રજા લઇ ઐશાને-અલિ આવી પહોંચે તે

પહેલાં મળી લેવાને ઉપડયો. અલિહસનના ઘરનું બારણું ઠોકયું. પેલી બુઢ્ઢી આયાએ તે ઉઘાડયું. મને એકલો જોઇ તેની આંખો આસ્માનમાં ચડી ગઇ. એ બારણું ધડ દઇને પાછું બંધ કરવા જતી હતી. ત્યાં ઐશાનો હુકમ સંભળાયો, એટલે મને ઘરમાં દાખલ કરી બારણું ગુસ્સાથી જોરથી અફાળી બંધ કરી, "આવા ખ્રીસ્તી, કુતરા જેવા, ઢેડ જેવા આ ઘરમાં કેવા ?" એમ બબડતી, ફફડતી અને વારંવાર મને દાંતીયા દેખાડતી એ બાજુના રૂમમાં ચાલી ગઇ.

એક વખત અગાઉ આવી ગયેલો હોવાથી અલિના ઘરથી હું જાણીતો થયો હતો. અંદરના ફળીઆમાં આવેલા હોજ આગળથી સામી બાજુ જઇ જમણા હાથપરની સીડી મારફત ઉપલા ખંડમાં પહોંચ્યો, અને એક બે ઓરડા વટાવી અગાશીમાં ગયો.

ગુલાબના છોડ પાસે, એક ન્હાની કળી જોડે આંગળીએ રમતી એ ત્યાં ઉભી હતી. મારી ઐશા ! મારા દિલની સીતારી ! મારા દિલનો વિસામો ! પ્રથમ મુલાકાતે ઐશાની કાળી કાળી આંખોએ મને ભુરકી નાખી હતી. મારાપર જાદુ કર્યું કર્યું હતું, આજે એ મારી તરફ પીઠ કરી ઉભેલી, છતાં કોણ જાણે શાથી તેને જોતાંજ મને લાગણી થઇ કે "ઐશા તો મારી." જે બાળા સાથે હજુ મારા લગ્ન નથી થયાં તે પહેલાં આ જાતની લાગણી આવી અભેદ ભાવ અનુભવતી લાગણી થાય એ શું બતાવે ? અમારો પૂર્વ જન્મનો કંઇ સંબંધ તો નહિ હોય ?

અગાશીમાં હું આવી પહોંચ્યો છું એ ખબર તેને નહિ પડી હોય એમ મને લાગ્યું. મેં ખોંખારો માર્યો. પાણીદાર ઘોડીની માફક એ ચમકી, પાછી વળી અને નજીક આવી ઉભી.

તેણે બદનપર આસમાની રંગનો રેશમી બુરખો ઓઢયો હતો. નાકની નીચેથી મ્હોંપર બગલાંની પાંખ જેવું સફેદ બારીક કપડું

લટકતું હતું. સુંદર સફેદ કપાળ નીચેની પેલી મ્હોટી કાળી કાળી આંખો મારી સામે જોઇ રહી હતી.

ગુલાબના છોડ આગળથી જેવી તે મારી પાસે આવી કે હું તેને માનથી નમન કરી બોલ્યો કે, " ઐશા, માફ કરજે, રેસ્ટોરાંના વિચારમાં ત્હને આટલા દિવસ ન મળાયું. અલિને જલદી ઠેકાણે પાડવાની વધારે જરૂર હતી. "

પ્રત્યુત્તરમાં ઐશાએ તેનો સુંદર હાથ આગળ ધર્યો. એ કંઇ બોલી નહિ. આજે એ શરમાઇ ગએલી લાગતી હતી.

તેના હાથને મારા બેઉ હાથોથી પકડી નીચા વળી મેં પ્રેમ અને ભક્તિભાવથી ચુંબન કર્યું. પવિત્ર સ્ત્રીઓને જોતાં, ખરી પ્રેમાળ માશુકોને જોતાં મને પ્રેમ અને ભક્તિભાવ બંને ભાવ ભેગા થાય છે.

ઐશાના હાથને ચુંબન કરી હું ફરી પાછો ટટ્ટાર થયો. મારો એક હાથ છુટો પડી ગયો પણ મારો જમણો હાથ તેના હાથ સાથે વળગી રહ્યો હતો. તેનો પણ જમણો હાથ હતો.

અમારાં બંનેથી સ્વતંત્ર રીતે જાણે હાથો પોતેજ એક બીજા જોડે વાતો કરતા હોય અને લાડ કરતા હોય તેમ થોડીવાર નખરાં કરી બંનેની હથેલીઓ ભેગી થઇ, અને શેકહેન્ડ મજબૂત બની.

પરસ્પર હાથ દબાયા એવો કંઇક મને ભાસ થયો. પહેલાં લીસો અને સુંવાળો લાગતો નાજુક હાથ મારી હથેલીના પંજામાં જકડાયા બાદ ગરમ ગરમ થયો, મને ઇલેકટ્રીક શોક જેવી અસર ગઇ.

" સરદાર તમારો ઘણો ઘણો અહેશાન, કસાઇના પંજામાંથી તમે મને બચાવી " ઐશાએ આભાર દર્શાવનાર ઉદ્‌ગાર કહાડયા.

મને કંઇક ખ્યાલ આવ્યો હું બોલ્યો કેઃ " ઐશા અહેશાનમાં પરદો ન હોય. "

એ સમજી ગઇ તેણે મ્હોંપરનો બુરખો દૂર કર્યો.

છતાં એ મનોહર મૂર્તિને બેપળ ઉન્મત્ત દશામાં હું જોઇ રહ્યો. ઉમળકાથી તેને પાસે ખેંચી છાતી સરસી દાબવા હજુ તો વિચાર કરૂં છું, ત્યાં પેલી બુઢ્ઢી આયા અગાશીમાં બબડતી, ફફડતી આવી. અમારા હાથ છૂટા પડી ગયા. કબાબમાં હાડકાં જેવી બુવાને મનમાં હજારો ગાળો દેતો હું અગાશીમાં આમથી તેમ ટેલવા લાગ્યો.

ત્યાં તો અલિ આવી પહોંચ્યો અને અમે ત્રણ જણાં સાથે જમ્યાં.

જમતી વખતે ઐશાએ, અલિએ ઘણુંય સમજાવ્યા છતાં મ્હોંપરનો બુરખો દૂર નહિજ કર્યો. તેણે ચોખ્ખું સુણાવી દીધું કે મારાથી એ મુખ હવે લગ્ન પછી જ વસ્લની રાતે જોઇ શકાશે. પશ્ચિમના કેટલાક રીતે રીવાજ તેને ગમતા હતા. પણ શા'દી તો ઐશાને તદ્દન ઐલજીરીઅને ફેશનથી કરવાનો વિચાર હતો. માશુકોની ખોપરીમાં કોઇ વખતે શું શું ધુન આવે છે ? મને ટળવળાવવાનો તો તેણીનો ઇરાદો નહિ હોય.

× × ×

**બાપ** કે વડીલ આપણાં લગ્નની તૈયારી કરે તે કરતાં આપણે જાતે જ તે માટે તૈયારી કરીએ તેમાં અનોખી મઝા રહેલી છે.

અલિહસન કરજમાંથી મુક્ત થયા પછી ઐશા અને મારી શા'દીની ગોઠવણ ગુપચુપ થઇ. મારાં લગ્નની મુંબઇ ખબર ન પડે એ માટે મેં કાળજી રાખી હતી. એક ચાંદની રાતે પેલીજ સરાઇમાં બડી મસ્જીદના મુખ્ય ઇમામે મને અને ઐશાને લગ્નગ્રંથીમાં બાંધ્યાં. અલિહસનનાં ઘરની પાસે એક ન્હાનકડું સુંદર મકાન મેં ભાડે રાખ્યું હતું, અને અલજીરીઆમાં કેટલોક વખત મારી ઐશા જોડે આરબોની માફકજ રહેવાનો મેં ઠરાવ કર્યો હતો. ઈમામ આગળ શા'દીની ક્રિયા થઇ ગયા બાદ ઐશાની સાહેલીઓ તેને શણગારવા અને ન્હરાવવા લઇ ગઈ, મને મારા દોસ્તો ઘેર લઇ

ગયા. મેં મિત્રોના સ્વાગત માટે મારા નવા ઘરમાં સુંદર મોગલાઇ ખાણાની તૈયારી કરાવી હતી. દોસ્તો ખાણું લઇ વિદાય થયા. મારૂં શયનગૃહ ખાસ આરબ ફેશનથી મેં તૈયાર કરાવ્યું હતું. ઉંચા ઈરાની ગાલીચા, ગાદી તકીયાવાળી ઉંચી બેઠકો વગેરે પૂર્વ દેશને લગતું ફરનીચરજ રૂમમાં મેં ગોઠવ્યું હતું. પલંગપર મોગરાનાં અને ગુલાબનાં ફુલની જાણે મચ્છરદાની લટકાવી હતી.

મધરાતે ઐશાની સાહેલીઓ હસતી અને ખીલખીલાટ કરતી તેને મારા રૂમમાં લઇ આવી. તેને અંદર ધકેલી પેલીઓ નાઠી, હું તો એક મસદનપર ગાદી તકીઆપર અઢેલી જાણે કોઇ સુલતાન કે નવાબ હોઉં તેમ હુકકો પી રહ્યો હતો. થોડીવાર ઐશા ઓરડાની વચ્ચોવચ્ચ સુંદર પુતળા જેવી ઉભી રહી: પછી ધીમેથી તેણે બુરખો ખસેડી પોતાનો ચંદ્ર સમો ચ્હેરો મને બતાવ્યો; લજ્જાએ તેનું સૌંદર્ય ઓર બહેલાવ્યું હતું.

હું ઉઠી ઐશાની પાસે જઇ તેનો હાથ પકડી મારી પાસે બેસાડવાનો વિચાર કરૂં છું, ત્યાં તેણેજ મને નાક પર આંગળી મૂકી વાર્યો. બહાર સખીઓનો કોલાહલ સંભળાયો. એ લોકો ફરી ઐશાને બહાર લઇ ગઇ. થોડીવારમાં કંઇ જુદાંજ વસ્ત્રોમાં ઐશા મારી પાસે આવી. આમ જુદા જુદા સાત જાતના ડ્રેસ પહેરાવી ઐશાને તેની સખીઓએ મારી પાસે મોકલી હતી. સાતમો ડ્રેસ તો જાણે તદ્દન સોનેરી હતો, એ ડ્રેસમાં ઐશા સોનાની પુતળી જેવી લાગતી હતી.

સખીઓ ગઇ. બારીક આસમાની બુરખો પાછળ ખભાં પર નાખી દઇ અશા મારી પાસે આવી, ઝડપથી મસનદપર મારી બાજુમાં બેસી જઇ મારો જમણો હાથ તેના બેઉ હાથમાં લઇ ચુમી આંખે લગાડી બોલી કે:

"આપણાં દિલ તો ક્યારનાં મળી ગયાં છે, તમે મને દોઝખમાં જતી બચાવી, તમારો ઉપકાર કેવી રીતે માનું ?"

વરસોથી જાણે એકબીજાને ઓળખતાં હોઇએ, એવી રીતે છૂટથી અત્રે વાતો કરવા માંડી. સીતાર અને દિલરૂબા જેવાં કંઇ વાજીંત્રપર ઐશાએ પોતાનો કાબુ બતાવ્યો. તેને ઇંગ્લીશ ફેશનમાં વાયોલીન પણ વગાડતાં આવડતું હતું.

ખાવિંદને રીઝવવાની કળામાં આરબ રમણીઓ બહુ કુશળ હોય છે. ઘણી કુળવાન આરબ રમણીઓ, ભરત, ગુંથણ જાણે છે એટલુંજ નહિ પણ સંગીત શાસ્ત્રમાં પણ પ્રવિણ હોય છે. નૃત્ય પણ જાણે છે. પણ તે માત્ર ખાવિંદ આગળજ. મને દેશ દેશની સ્ત્રીઓનો અનુભવ છે. પ્રેમના ઉમળકામાં સ્પેનીશ અને આરબ રમણીઓ સૌથી ચડી જાય છે. આરબ રમણીનો પ્રેમ ઠંડો નથી હોતો. તેની લાગણીમાં જોમ અને જુસ્સો રહેલાં હોય છે. રીઝાય ત્યારે તમારા પગમાં ગરદન ઝુકાવે, ખીજાય ત્યારે તેની મ્હોટી કાળી આંખોમાંથી વરસતા તણખા તમને વગર ખંજરે મારી નાખે. પતિને રીઝવવાની કેટલી કળા અને ચાતુરી આરબ લલનાઓમાં હોય છે તેનો ખ્યાલ સરખો હિંદની સ્ત્રીઓને નથી હોતો. મારા પ્રવાસો દરમ્યાન મેં એ તો જોયું છે કે ઇસ્લામી મુલકોમાં તલ્લાક જલદી લઇ શકાતા હોવાથી સ્ત્રીવર્ગ પુરૂષોનાં દિલ આકર્ષી રાખવાની કળામાં હમેશાં પાવરધી રહે છે.

# સ્પેનની ઉમરાવજાદી

અલજીરિયામાં પેલી આરબ રમણી એશા જોડે લગ્ન કર્યા પછી સરદાર બ્રીસ્કામાં દોઢ વર્ષ રહ્યા હતા. તેમના લગ્નની વાત મુંબઇમાં એમના જાની દોસ્ત હાશમ અબ્દુલ્લા સિવાય બીજું કોઇ જાણતું હતું નહિ. અને પેલા હોટેલના સોદામાં સરદારે સારી કમાણી કરવાથી તેમ બ્રીસ્કા ખાતેની પેઢીની શાખાનું કામકાજ ઘણું વધારી નાખવાથી મુંબઇની વડી ઓફીસવાળાઓને ફરિયાદ કરવાનું કાંઇ કારણ નહોતું.

સરદાર આફ્રિકામાં દોઢ વર્ષ રહ્યા પછી એમના વડીલો એમને મુંબઇ તેડાવી લીધેલા અને કચ્છમાં એમનાં લગ્ન કરી નાખેલાં. સરદાર કયી નાતના છે એ વાત હું નથી કહી શકતો. એમની ડાયરીમાં પણ એમના એ દેશી લગ્ન વિષે બહુ ટુંકીજ નોંધ હતી. એ નોંધ ઉપરથી એટલું જણાતું હતું કે સરદારનાં વહુનું નામ ગુલાબ હતું. એમની ડાયરીમાં ગુલાબ વિષે લખતાં લજ્જા અને શરમાળપણા વિષે સરદારે જાણે પ્રવચન લખી નાખેલું. આ રહી તે નોંધઃ—

" હું દુનિયાના દરેક ભાગમાં ફર્યો છું. મેં દેશપરદેશની યુવતીઓ જોઇ છે. ફુટડી જાપાનીસ, ચંચળ ચીનીઓ, જેમની કાળી કાળી આંખોમાંથી અગ્નિના તણખા વરસે એવી સ્પેઇનની રૂપસુન્દરીઓ, બ્લ્યુ આંખોવાળી અને સોનેરી વાળવાળી સ્વીડનની લલનાઓ મેં જોઇ છે. દરેક દેશની સ્ત્રીઓના ગુણ અને રૂપનો મને પરિચય થયો છે. પણ આ હિન્દ દેશની યુવતીઓમાં જે મલાજો અને લજ્જા હોય છે એવા લજ્જાના ભાવ દુનિયાની કોઇ પણ સ્ત્રીઓના મ્હોં ઉપર મેં જોયા નથી. આજે બપોરે ગુલાબ પાણીની કળશ્યો લઇ મારી મેડીએ આવી. અમને પરણ્યાને ખાસો એક મહીનો થઇ ગયો હતો. છતાં ગુલાબના મ્હોં પરથી લજ્જાના ભાવ જતા નહોતા. જરાક બોલાવતાં અથવા તો માત્ર તાકીને સામે જોતાં લજામણીના છોડની માફક એ શરમાઇ જતી ને માથું નીચું નાખી દેતી અને તેની હંસ જેવી ગોરી ગરદન પરથી લાલ સુરખી તેના ગાલોપર પથરાઇ કાનની બુટ્ટી સુધી પહોંચતી.

ગુલાબનું શરમાળપણું દૂર કરવા હું પ્રયાસ નહોતો કરતો. એના એ શરમાળપણામાં પ્રાણનાથ બોલાવે ત્યારે તેને થતી મનોહર મુંઝવણમાં, તેના ઘુમટામાં મને કંઇક અનેરૂં સૌંદર્ય ભાસતું. "



સ્પેનીશ ઉમરાવજાદી.

R. P. WORKS, LIMBDI.

સરદારની ડાયરીમાં પોતાની એ કચ્છી પત્ની વિષે એટલીજ નોંધ હતી. બીજા એક પાના પર નોંધ હતી કે, સાપ કરડવાથી આજે ગુલાબ ગુજરી ગઇ.

સરદારની ડાયરીમાં **ફ્રીસ્કા** પછી ગુલાબ સાથેનો પ્રસંગ અને પછી તરતજ સ્પેઇનની વાત આવતી. એ સ્પેઇનની વાત મેં ડાયરીમાંથી વાંચવાને બદલે હાસમ શેઠનેજ મોઢે સાંભળેલી તેવીજ અહિં ઉતારૂં છું, કારણ કે સરદાર યુરોપની સફરે પહેલીજ વાર ગયેલા ત્યારે હાશમભાઇ એમની ભેગા હતા.

" સ્પેઇનમાં હું ને સરદાર મેડ્રીડ, બાર્સીલોના વગેરે સ્થળોએ ફરી ત્યાંના બુચના કારખાનાંઓની મુલાકાત લઇ એક મોટી પેઢી સાથે મુંબઇ માટે એજન્સીનું નક્કી કરી હું અને સરદાર સેવિલ પહોંચ્યા. સેવિલમાં એકાદ મહિનો ગાળી નાખવાનો અમે પ્રથમથીજ ઠરાવ કર્યો હતો. સેવિલ જૂનું ઐતિહાસિક શહેર છે, અને અંગ્રેજી સાહિત્ય વાંચનારને લોર્ડ બાયરને પોતાના Child Harold નામના કાવ્યમાં સેવિલની સુંદરીઓની જે તારીફ કરી છે એ પંક્તિઓ જરૂર યાદ આવે.

યુરોપના બીજા દેશોમાં આપણે હિન્દીઓને કાંઇ નવું નવું લાગે પણ સ્પેનમાં અને ખાસ કરીને સેવિલમાં મને અને સરદારને જાણે આપણાજ દેશમાં ફરતા હોઇએ એવું વાતાવરણ લાગ્યું. બપોરના તડકા ખૂબ પડે. રજપુતાના કે મેવાડના કોઇ શહેરની માફક સેવિલના લોકો પણ કોઇ કાફેમાં કે કોઇ હોટેલમાં કે કોઇ ઘેર જરા આડા પડે. ઇંગ્લેન્ડ કે ફ્રાન્સ જેવી ધાંધલ કે ધમાલ સ્પેનમાં નહિ. આપણીજ માફક 'હોતા હે ચલતા હે' ની માફક કામ ચાલે. સરદારે અને મેં સેવિલના એક મોચીને જોડા સીવવા આપેલા. આપણાજ મોચીની માફક તેણે ઉપરા ઉપરી વાયદા કરવા માંડ્યા.

સરદાર તો ચીઢાઇ અમે આપેલું ચામડું મોચી પાસેથી પાછું લઇ લેવાની તૈયારીમાં હતા, પણ મારી સમજાવટથી અને મોચીના કાલાવાલાથી બે એક દિવસ થોભવા એ તૈયાર થયા. મેં મોચીને કહ્યું: "પરમ દિવસે બપોરના બાર વાગે અમે આવીશું અને તું જોડા તૈયાર રાખજે."

મોચીએ જે જવાબ આપ્યો તે સાંભળી અમે બન્ને તો આભાજ બની ગયા.

"બાર અગિયાર હું કંઇ સમજું નહિ," તેણે કહ્યું. "પેલા સામેના ઝાડનો તડકો છેક થડ આગળ પહોંચશે ત્યારે હું તમારા જોડા તૈયાર કરીશ. મારી પાસે કાંઇ ઘડિયાળ નથી."

પાછળથી તપાસ કરતાં મને ખબર પડી કે સેવિલમાં ઘણાં થોડા માણસોને ત્યાં ઘડિયાળ હતી. યુરોપના બીજા દેશોને મુકાબલે સ્પેન ગરીબ દેશ છે, અને ઘડિયાળ, મોટર અને વીસમી-સદીની કેટલીક નવી નવાઇઓ ઘણાં લોકો પોતાને ત્યાં વસાવી શકતાં નથી.

સેવિલમાં અમે જેટલો વખત રહ્યા તેટલો વખત દરરોજ અમને કાંઇ કાંઇ નવું જાણવાનું મળતું. અમે એક અમેરિકન હોટેલમાં ઉતર્યા હોવાથી અમારી દરેક સગવડો સચવાતી અને તેથી સેવિલ શહેરનો રાહઘાટ કેવો છે એ જાણવાનું અમારાથી બની શકતું નહોતું. અને તેથી સેવિલવાસીઓના ખરા જીવનનો અભ્યાસ કરવા હું અને સરદાર દરરોજ સાંજે જુદા જુદા સ્પેનિશ કાફેમાં જતા અને ત્યાં મળતી વાનીઓ ચાખતા.

સ્પેનિશ રેસ્ટોરાંમાં પહેલેજ દિવસે દાખલ થતાં મેં મારી ભારે અજાયબી વચ્ચે જોયું કે આખા સ્પેનમાં મોટે ભાગે બકરાના દૂધનો વપરાશ ઝાઝો છે. ગાયનું દુધ તમે ખાસ માંગો તોજ મળે.

સેવિલમાં અમને જો કોઇ વાતથી વધુ આનંદ આવ્યો હોય તો તેની સાઠમારી જોઇને. આપણા દેશમાં વડોદરામાં અને બીજા કેટલાક સ્ટેટોમાં જેમ સાઠમારીઓ થાય છે. હાથી, વાઘ કે ગોધાઓની લડાઇઓ થાય છે તેમ સ્પેનમાં ગોધાઓની લડાઇ જેને બુલફાઇટ કહેવામાં આવે છે તેનો પ્રચાર ખૂબ ખૂબ છે.

અમે સેવિલમાં એકેક મહિના રહ્યા હઇશું એટલી મુદતમાં આવી પાંચેક બુલફાઇટમાં અમે હાજરી આપેલી. એ સાઠમારીમાં બીજી વખતની અમારી મુલાકાતમાં આપણા સરદાર સાહેબને એક સ્પેનિશ માશુક મળી ગયેલી.

એક તહેવારનો દિવસ હતો. મોટા પાયાપર ગામ બહાર આવેલા વિશાળ ચોગાનમાં બુલફાઇટ ગોઠવવામાં આવેલી. બાદશાહી કુટુંબના કેટલાક જાણીતા પરોણાઓ આ પ્રસંગે સેવિલની મુલાકાતે આવેલા. વળી મેડ્રીડના એક બે પ્રખ્યાત ટોરેડોર (Toreador) ગોધાઓ સાથે લડનાર બહાદુર યુવાનો સેવિલ આવેલા એટલે સરકસના આકારનું એ આખું ચોગાન તમાશબીનોથી ખીચોખીચ ભરાઇ ગયેલું. અલબત્ત મેં અને સરદારે એરીનામાં સેવિલની સારામાં સારી સોસાયટી જ્યાં જગ્યા લ્યે એ જગ્યામાં બે બેઠકો રીઝર્વ કરાવેલી. અમારી આજુબાજુ સેવિલના ઉમરાવ કુટુમ્બના બાનુઓ અને ગૃહસ્થો તેમજ સ્પેનની મુલાકાતે આવેલા અમેરિકન અને બ્રિટીશ મુસાફરોએ જગ્યા લીધેલી હતી. રમતની શરૂઆત થતાં ઘંટ વાગ્યો અને જેને જોતાંજ નબળા પોચાની છાતી બેસી જાય એવો મસ્તાન ગોધો ફુંફાડા મારતો ચોગાનમાં વચ્ચે ધસી આવ્યો. કોઇ રેલ્વેનું એન્જીન ગાંડુ થઈ ઘુમતું હોય એવો એ કાળો અને વિકરાળ ગોધો ચોગાનમાં ચારે બાજુ ઘૂમ્યા કરતો નજીક આવતા ઘોડેસ્વારો અને ટોરેડોર સામે માથું નીચું નમાવી ધસતો, ચપળ અને કસરતબાજ ટોરેડોર તેનો ઘા ચુકાવી બાજુએ ખસી જતાં

પોતા પાસેનું લાલ લુગડું તેને બતાવી તેને વધુ ઉશ્કેરતા. એકાદ વખત એક ઘોડેસ્વારનો ઘોડો ગોધાના શિંગડાની અડફેટમાં આવી ગયો, ગોધાના શીંગડાએ તેનું પેટ ચીરી નાખ્યું, પણ ઘોડેસ્વાર જમીનદોસ્ત થાય તે પહેલાં તે પરનો સ્વાર ટોરેડોર ચપળતાથી નીચે કૂદી પડયો. ઘોડાને તુરતજ ખસેડવામાં આવ્યો અને તેનું લોહી જ્યાં પડયું હતું ત્યાં રેતી નાંખવામાં આવી.

એરીનામાં ગોધા સાથેની લડાઇ પૂર બહારમાં ચાલી રહી હતી ત્યાં સરદારની જમણી બાજુએ બેઠેલી એક સ્પેનિશ નાઝનીનનો રત્નજડિત કીંમતી પંખો એરીનામાં પડી ગયો. પેલી બાઇ ગભરાઇ ગઇ. રમત ચાલતી હોય ત્યાં પંખો કેવી રીતે લેવો એ વિષે આજુબાજુના લોક ચર્ચા કરવા લાગ્યા. પણ એટલામાં હું ના, ના કહી વારૂં તે પહેલાં સરદાર ખુરશીપરથી ઉભા થયા, ઝડપથી એરીનામાં કૂદ્યા, નીચેથી પંખો લઇ ઉપર પેલાં બાઇ તરફ ફેંકયો અને કૂદીને પાછા ઉપર આવે છે તે પહેલાંજ પેલી બાઇના મુખમાંથી ચીસ પડી ગઇ. કારણ કે ટોરેડોરોના ભાલાઓ અને તલવારોથી ઘાયલ થઇ ગાંડો બનેલો ગોધો એજ વખતે અમારી તરફ ધસી આવતો હતો. એકજ પળ, જો જરાક પણ વિલંબ થયો હોત તો અમારી બેઠક નીચેની ભીંત અને ગોધાના માથા વચ્ચે સરદાર આવી જઇ તેનો રોટલોજ થઇ જતે. પણ શું બને છે એ લોકો જુએ તે પહેલાંજ પોતા તરફ એક્ષપ્રેસ ટ્રેનની ઝડપથી દોડયા આવતા ગોધાનું શિંગડું પકડી લઇ સરદાર તેની ગરદન પરથી બીજી બાજુ કૂદી પડયા. એક પરદેશીનું આ જાતનું પરાક્રમ જોઇ અને આવી અજબ હિંમત જોઇ તમાશગીનોએ તેમને તાળીઓના ભારે અવાજથી વધાવી લીધા. પણ પોતાના એ સત્કારની પરવાહ રાખ્યા વગર ગોધાને એમને એમ ટોરેડોર આગળ છોડી એરીનાના બીજા ભાગ તરફ જઇ કૂદકો મારી સરદાર પાછા ઉપર આવી ગયા અને

ખીસામાંથી રૂમાલ કાઢી મોઢું લુછતા લુછતા જાણે કાંઇ બન્યું ન હોય તેમ પોતાની ખુરશી આગળ આવી બેઠા.

પેલી બાઇએ સરદારે બેઠક લીધા પછી એહસાનથી તેના તરફ મસ્તક નમાવ્યું, અને સ્પેનિશ ભાષામાં કંઇક બોલી. પણ સરદાર નહિ સમજી શકવાથી એ જરા મુંઝાઇ.

રમત પૂરી થઇ. એરીનામાંથી લોક વીખરાવા માંડયું. અમે પણ બહાર નીકળ્યા અને હોટેલ તરફ ચાલતા જવું કે ગાડી કરવી એ વિચાર કરતા હતા એટલામાં પેલી સ્પેનિશ નાઝનીન જેનો પંખો સરદારે પોતાના જાનના જોખમે લાવી આપ્યો હતો તે એક બીજી બાઇ સાથે અમારી આગલ આવી. પેલી બીજી બાઇ જે અંગ્રેજ યુવતી જેવી લાગતી હતી અને તેના પહેરવેશ પરથી પેલી સ્પેનિશ બાઇની 'ગવર્નેસ' હોય તેમ લાગતું હતું તેણે પોતાની બાઇ તરફથી અમને સંદેશો કહ્યો કે, એ રાતે અમારે સેવિલના એક ફેશનેબલ સ્પેનિશ હોટેલમાં તેની સાથે જમવાનું હતું.

એ રાતે નવ વાગે સેવિલના સેન્ટ બાર્થો લોમ્પુ હોટેલમાં અમે જઇ ચઢયા.

હોટેલના મુખદ્વાર આગળજ પેલી સ્પેનિશ બાઇની અંગ્રેજ ગવર્નેસ અમારી વાટ જોતીજ ઉભી હતી. તે અમને જોઇ આગળ આવી હોટેલના જે રૂમમાં અમારે ખાણું લેવાનું હતું ત્યાં અમને લઇ ગઇ અને ખબર આપી કે, તેની બાઇ થોડા વખતમાં આવી પહોંચશે.

સરદાર આવા પ્રસંગોમાં હંમેશા મુંગાજ રહેતા. પણ મારો ચટપટીઓ જીવ સખણો રહ્યો નહિ. મેં પેલી અંગ્રેજ ગવર્નેસને સીધોજ પ્રશ્ન કર્યો : " સ્પેઇનની યુવતીઓ કોઇ પરદેશીઓ જોડે એકદમ પરિચય બાંધતી નથી એમ મેં સાંભળ્યું છે. એક સ્પેનિશ યુવતી જોડે વાત કરવી હોય તો તેની મા કે તેની કોઇ વડિલ

સગીના દેખતાંજ એ વાત થઇ શકે, તો તારી બાઇએ અમારા જેવા પરદેશીને ઘડ દઇને જમવા કેમ બોલાવ્યા ?"

પેલી ગવર્નેસ જેનું નામ મિસ ફ્લોરી હતું તેણે કહ્યું: "તમારી વાત બરોબર છે. સ્પેનિયાર્ડોનું ગૃહજીવન એ જલદી ન જાણી શકાય એવું છે. એક સ્પેનિશ ઘરમાં કોઇ પરદેશી ભાગ્યેજ દાખલ થઇ શકે છે. એક સ્પેનિયર્ડ તમારો મિત્ર થઇ ગયો હોય તો તમારી સાથે દરેક જાતની વાતો કરશે. તમને કાફેમાં કે હોટેલમાં લઇ જઇ ખવરાવશે, પણ ભાગ્યેજ તે તમને પોતાને ઘેર લઇ જશે. પણ મારી શેઠાણી વિધવા છે, અને મેડ્રિડના એક જાણીતા ઉમરાવ કુટુમ્બની બેટી છે. મેડ્રિડ, સેવિલ અને બાર્સીલોનામાં તેની વિશાળ મિલ્કતો છે. પોતાના ખાવિન્દના મરી ગયા પછી એ મિલ્કતોની વ્યવસ્થા એ બાઇ જાતેજ કરે છે. એ સ્વતંત્ર છે એટલેજ એણે તમને આમંત્રણ આપ્યું."

ફ્લોરા કંઇક વધુ વાત કરત, પણ એટલામાં હોટેલના પરિચારકોમાં દોડા દોડી થઇ રહી અને પેલાં ઉમરાવજાદી જેનું નામ સિનોરિટા પ્લાન્ઝા હતું–તે એક મહારાણીના દબદબાથી– અમારાવાળા ખંડમાં ચાલી આવ્યાં. એ વખતે તે ઉમરાવજાદીએ તેના સુંદર અંબોડામાં હીરા મોતીના દાગીના પહેર્યા હતા. માથાપર સ્પેનિશ રમણીઓ જે ઓઢે છે, એ જાળીવાળું, ભરતવાળું કપડું જેને 'મેન્ટિલા કહે છે તે પહેર્યું હતું. એ ઉમરાવજાદી લગભગ છ ફૂટ ઉંચી છતાં અત્યંત મનોહર હતી. કોઇ પ્રાચીન ગ્રીક શિલ્પીએ સ્વચ્છ શ્વેત આરસપહાણમાંથી કોતરી કાઢી હોય એવું તેનું મનોહર બદન હતું. આવીને તરતજ તેણે ઉમળકાભેર સરદાર સાથે 'શેકહેન્ડ' કરી. મારા બિચારા તરફ તો ફકત માથુંજ નમાવ્યું. ઉમરાવજાદી સ્પેનિશમાં બોલતી અને તેની ગવર્નેસ તેનો સડસડાટ અંગ્રેજીમાં તરજુમો અમારી આગળ કહી સંભળાવતી.

" મર્દ યુવાન, કેમ છો ? " તેણે સરદારને કહ્યું. " આજે તમે તમારા જાનને જોખમે મારી એક ક્ષુદ્ર ચીજ બચાવી. "

" એક ખૂબસુરત નાઝનીનની જે સેવા કરવાની મને તક આપી એને માટે ખુદાનો આભાર માનું છું. "

એટલામાં ભોજનની એક પછી એક વાનીઓ આવવા માંડી. સરદાર, સિનોરિટા અને પેલી દૂભાષણ બાઇ વાતચીતમાં મશ્ગુલ હોવાથી એ સુન્દર સ્વાદિષ્ટ ભોજન ઉપર આખા દિવસના ભૂખ્યા એવા મેંજ ઠીક હાથ માર્યો.

એ રીતે અમારા હોટેલના રૂમમાં સરદાર દીપડાની માફક આંટા મોર્યા કરતા હતા. મેં કહ્યું: " કેમ કાકા, ઉંઘવું છે કે નહિ ? "

" અરે ઉંઘે શું કપાળ, પેલી અજબ નિશો લગાડી ગઇ છે. "

" તો વ્હિસ્કીના પેગ થોડા ઓછા લઇએ. પેટ તો તારૂં હતુંને ?"

" અરે મૂર્ખ, ક્ષુલ્લક દારૂનો નિશો નહિ, આતો પ્રેમના નિશાની હું વાત કરૂં છુ. પેલીની કાળી કાળી આંખો ભૂલાતી નથી. એ મારી ભાષા નથી સમજતી, હું તેની ભાષા નથી સમજતો. પણ પહેલીજ નજરે અમારાં દિલ અરસપરસ વીંધાઇ ગયાં છે. "

" તરફડો ત્યારે. " મેં ચીઢાઇને જવાબ આપ્યો અને પડખું વાળી ઉંઘી ગયો.

અમારી મુસાફરી દરમ્યાન આ નવો કીસ્સો ઉભો થવાથી મને ભય લાગ્યો કે કદાચ ગ્રીસ્કાની માફક સરદાર અહિંયા પણ પરણી જશે તો પેઢીએ જે ઉદ્દેશ માટે અમને યુરોપની સફરે મોકલ્યા છે તે ઉદ્દેશનો તો દાટ વળી જશે, અને વેપલો વેપલાને ઠેકાણે રહી સરદાર સાહેબ સેવિલમાં અને મારે એકલાં લંડન આથડવું પડશે.

હું સરદારના કાન રોજ ભંભેરતો : " જરા દિલ્લગી કરવી હોય તો કરજે પણ ફાંદામાં ન ફસાતો. એ તો શણગારેલી રૂપાળી લાગે, બાકી ત્રીસ પાંત્રીસ વરસની ઉંમર છે, તારા કરતાંએ મોટી,

સગીના દેખતાંજ એ વાત થઇ શકે, તો તારી બાઇએ અમારા જેવા પરદેશીને ઘેર દઇને જમવા કેમ બોલાવ્યા ?"

પેલી ગવર્નેસ જેનું નામ મિસ ફ્લોરી હતું તેણે કહ્યું: "તમારી વાત બરોબર છે. સ્પેનિયાર્ડોનું ગૃહજીવન એ જલદી ન જાણી શકાય એવું છે. એક સ્પેનિશ ઘરમાં કોઇ પરદેશી ભાગ્યેજ દાખલ થઇ શકે છે. એક સ્પેનિયર્ડ તમારો મિત્ર થઇ ગયો હોય તો તમારી સાથે દરેક જાતની વાતો કરશે. તમને કાફેમાં કે હોટેલમાં લઇ જઇ ખવરાવશે, પણ ભાગ્યેજ તે તમને પોતાને ઘેર લઇ જશે. પણ મારી શેઠાણી વિધવા છે, અને મેડ્રિડના એક જાણીતા ઉમરાવ કુટુમ્બની બેટી છે. મેડ્રિડ, સેવિલ અને બાર્સીલોનામાં તેની વિશાળ મિલ્કતો છે. પોતાના ખાવિન્દના મરી ગયા પછી એ મિલ્કતોની વ્યવસ્થા એ બાઇ જાતેજ કરે છે. એ સ્વતંત્ર છે એટલેજ એણે તમને આમંત્રણ આપ્યું."

ફ્લોરા કંઇક વધુ વાત કરત, પણ એટલામાં હોટેલના પરિચારકોમાં દોડા દોડી થઇ રહી અને પેલાં ઉમરાવજાદી જેનું નામ સિનોરિટા પ્લાન્ઝા હતું–તે એક મહારાણીના દબદબાથી–અમારાવાળા ખંડમાં ચાલી આવ્યાં. એ વખતે તે ઉમરાવજાદીએ તેના સુંદર અંબોડામાં હીરા મોતીના દાગીના પહેર્યા હતા. માથાપર સ્પેનિશ રમણીઓ જે ઓઢે છે, એ જાળીવાળું, ભરતવાળું કપડું જેને 'મેન્ટિલા કહે છે તે પહેર્યું' હતું. એ ઉમરાવજાદી લગભગ છ ફૂટ ઉંચી છતાં અત્યંત મનોહર હતી. કોઇ પ્રાચીન ગ્રીક શિલ્પીએ સ્વચ્છ શ્વેત આરસપહાણમાંથી કોતરી કાઢી હોય એવું તેનું મનોહર બદન હતું. આવીને તરતજ તેણે ઉમળકાભેર સરદાર સાથે 'શેકહેન્ડ' કરી. મારા બિચારા તરફ તો ફક્ત માથુંજ નમાવ્યું. ઉમરાવજાદી સ્પેનિશમાં બોલતી અને તેની ગવર્નેસ તેનો સડસડાટ અંગ્રેજીમાં તરજુમો અમારી આગળ કહી સંભળાવતી.

" મર્દ યુવાન, કેમ છો ? " તેણે સરદારને કહ્યું. " આજે તમે તમારા જાનને જોખમે મારી એક ક્ષુદ્ર ચીજ બચાવી. "

" એક ખૂબસુરત નાઝનીનની જે સેવા કરવાની મને તક આપી એને માટે ખુદાનો આભાર માનું છું. "

એટલામાં ભોજનની એક પછી એક વાનીઓ આવવા માંડી. સરદાર, સિનોરિટા અને પેલી દૂભાષણ બાઇ વાતચીતમાં મશ્ગુલ હોવાથી એ સુન્દર સ્વાદિષ્ટ ભોજન ઉપર આખા દિવસના ભૂખ્યા એવા મેંજ ઠીક હાથ માર્યો.

એ રીતે અમારા હોટેલના રૂમમાં સરદાર દીપડાની માફક આંટા મોર્યા કરતા હતા. મેં કહ્યું: " કેમ કાકા, ઉંઘવું છે કે નહિ ? "

" અરે ઉંઘે શું કપાળ, પેલી અજબ નિશો લગાડી ગઇ છે. "

" તો વ્હિસ્કીના પેગ થોડા ઓછા લઇએ. પેટ તો તારૂં હતુંને ? "

" અરે મૂર્ખ, ક્ષુલ્લક દારૂનો નિશો નહિ, આતો પ્રેમના નિશાની હું વાત કરૂં છું. પેલીની કાળી કાળી આંખો ભૂલાતી નથી. એ મારી ભાષા નથી સમજતી, હું તેની ભાષા નથી સમજતો. પણ પહેલીજ નજરે અમારાં દિલ અરસપરસ વીંધાઇ ગયાં છે. "

" તરફડો ત્યારે. " મેં ચીઢાઇને જવાબ આપ્યો અને પડખું વાળી ઉંઘી ગયો.

અમારી મુસાફરી દરમ્યાન આ નવો કીસ્સો ઉભો થવાથી મને ભય લાગ્યો કે કદાચ બ્રીસ્કાની માફક સરદાર અહિંયા પણ પરણી જશે તો પેઢીએ જે ઉદ્દેશ માટે અમને યુરોપની સફરે મોકલ્યા છે તે ઉદ્દેશનો તો દાટ વળી જશે, અને વેપલો વેપલાને ઠેકાણે રહી સરદાર સાહેબ સેવિલમાં અને મારે એકલાં લંડન આથડવું પડશે.

હું સરદારના કાન રોજ ભંભેરતો : " જરા દિલ્લગી કરવી હોય તો કરજે પણ ફાંદામાં ન ફસાતો. એ તો શણગારેલી રૂપાળી લાગે, બાકી ત્રીસ પાંત્રીસ વરસની ઉંમર છે, તારા કરતાંએ મોટી,

અને ફ્લોરા મને કહેતી હતી કે સ્પેનની સુંદરીઓ રીઝે તો અપ્સરા જેવી પણ ખીજે તો ઝેરી નાગણ. જરા ઓછું પડયું તો તારી સિનોરીટાની એજ કાળી આંખો તારા ઉપર તિરસ્કાર વરસાવશે ને અત્યારે વ્હાલથી તારી ગરદન ઉપર લટકતો કોમળ હાથ વિફરશે તો તારાજ જીગરમાં ખંજર ચલાવશે."

સટોડિયા જેમ સટ્ટો ન છોડે, કેફીઓ જેમ પોતાના માઠા પદાર્થનું સેવન નજ તજી શકે તેમ સરદાર જેવા રૂપસુંદરીઓના પતંગિઆ પર મારા બોધની અસર ન થઇ. એ તો દર સાંજે બનીઠની હાથમાં સ્પેનિશ આશકોની માફક ફીડલ અને ગીટારને બદલે પોતાની માનીતી વાંસળી લઇ પેલી ઉમરાવજાદીના ઘર આગળ જતા અને આપણા દેશની બંસીમાંથી જાતજાતની-આપણી હિન્દી રાગણીઓ છેડતા. સરદારની વાંસળીમાંથી મીઠો સૂર બહાર પડે કે મહેલની અટારીમાં પેલી ઉમરાવજાદી આવીને બેસતી અને કલાકો સુધી ભાષાનો અંતરાય હોવાં છતાં એ બન્નેની આંખો દિલના વાયરલેસથી વાતો કરતી.

મેં તો સરદાર માટે આશા મૂકીજ દીધી, ને લંડન એકલોજ ઉપડવાની તૈયારી કરી. પણ એટલામાં નસીબે મને યારી આપી. એક દિવસે હોટેલનો અમેરિકન માલેક ધુંવા ફુંવા થતો મારી આગળ દોડી આવ્યો અને થોડાક સ્પેનિશ પત્રો મારા તરફ ફેંકી મને ઠપકો આપવા લાગ્યો : "તમારા દોસ્તે આ શું ધંધા માંડયા છે? પેલી ઉમરાવજાદી પર આશક પડી એણે આખા સ્પેઇનમાં હોહા મચાવી છે. અને મેડ્રિડ અને સેવિલના વર્તમાન પત્રોમાં તમારા દોસ્તના અને પેલી બાઇના ફોટાઓ પ્રગટ થવા માંડયા છે. હવે તમે લોકો અહિંથી વિદાય થાઓ તો સારૂં, નહિ તો સત્તાવાળાઓ પોતે તમને અહીંથી પરાણે કાઢશે."

એ સાંજે મેં સરદારને ચેતવ્યો, પણ તેણે મારી વાત હસી કાઢી. પણ બીજી સવારે સેવિલના પોલીસ ખાતાના માણસો અમારી હોટેલમાં આવ્યા, ઘણા માનથી અમારી સાથે વાતચીત કરી. પણ એ વાતચીત દરમ્યાન એ વાત સ્પષ્ટ જણાવી દીધી કે "પેલી ઉમરાવજાદીના કુટુમ્બને સિનોરીટા એક એશિયાટીક જોડે પરણે એ વાત પસંદ નથી. મેડ્રિડના એ બાઇના કુટુમ્બીઓએ અહિંના સત્તાવાળાઓ ઉપર દબાણ આણ્યું છે, અને તેથી સેવિલ જલદી છોડી જવા આપને વિનંતિ કરવાની અમને ફરજ પડે છે."

વાર્યા ન વળે તે હાર્યા વળે. વિનયવાળા પણ સત્તાવાળાઓના દબાણથી સરદારનો સ્પેનિશ નાઝનીન સાથેનો મહોબતનો કીસ્સો ત્યાંજ ખતમ થયો. અને અમે સેવિલથી ઉઠાંતરી કરી ફ્રાન્સને રસ્તે લંડન પહોંચ્યા.



# ચિત્રાલના પહાડી પ્રદેશમાં

સરદારના સ્પેઇનમાંના પરાક્રમની વાત મને હાશમભાઇએ કરેલી ત્યાર પછી મારો અને હાશમભાઇનો ભેટો નહિ થયેલો એટલે અમારી ગોઠવણ મુજબ એક રવિવારે એમને બંગલે જઇ સરદારની ખાનગી ડાયરીનાં પાનાં મેં ઉથલાવવા માંડેલાં જેમાંથી હિન્દની ઉત્તરે કાશ્મીરની પણ પેલી પાર હિન્દુકુશ અને પામીરના પહાડોની પેલી પાર આવેલા ચિત્રાલના પ્રદેશનું વર્ણન અને એમની ચિત્રાલની મુલાકાત દરમ્યાન ત્યાં બનેલા પ્રસંગોનું વર્ણન જે સરદારે લખેલું હતું તે તેનાજ શબ્દોમાં નીચે રજુ કરૂં છું:—

"મુંબઇની મારી પેઢીએ મને ચિત્રાલ અને કાબુલની સફરે મોકલ્યો હતો. ચિત્રાલના નવાબ જે મહેતર નામથી ઓળખાય છે તે ૧૮૦૬ ની સાલમાં મુંબઇ આવેલા, અને મુંબઇના કેટલાક વેપારીઓ જોડે વાતચીત કરતાં એમને ત્યાં કિંમતી ખનીજ પદાર્થોની ખાણો છે એ હકીકત તેમણે કહેલી અને એ પરથી મારી પેઢીએ ચિત્રાલમાં–એ દીશામાં પ્રયાસ કરી જોવા જેવું છે કે કેમ એ વિષે તપાસ કરવા મને મોકલ્યો હતો અને ત્યાંની તપાસ પૂરી થયા પછી મારે કાબુલ જવાનું હતું. કાબુલથી અમીર હબીબુલ્લાહે મારા વડિલ પર ખાસ કાગળ લખી પોતાના દેશની ખીલવણી સંબંધમાં સલાહ માગેલી અને અમીરને સલાહ આપવા માટે કાબુલ જવા મારા વડિલે મને પસંદ કરેલો.

ચિત્રાલનો મુલક કાશ્મીરની પણ પેલી બાજુ દૂર દૂર પહાડો પર આવેલો છે; વચમાં ઘણો વેરાન અને લાંબો માર્ગ છે ને ત્યાં ઝનૂની તાયફાવાળાઓ વસે છે. ખરૂં કહીએ તો ચિત્રાલનો પ્રદેશ અફઘાનિસ્તાન, રશિયન તુર્કસ્તાન અને કાશ્મીરની વચ્ચે આવેલો છે. એ પ્રદેશ એટલો વેરાન અને ત્યાં પહોંચવા માટેની મંજલ એટલી વિકટ છે કે કવચિતજ કોઇ અંગ્રેજ શિકારીઓ અથવા પોલિટિકલ ઓફીસરો તે બાજુ જાય છે, જ્યારે ચિત્રાલના અવ્યવસ્થિત મામલાને લીધે ત્યાં બ્રિટીશ સ્ત્રીઓને જવા દેવામાં આવતી નથી.

વાયવ્ય સરહદના પોલિટીકલ રેસીડન્ટ પાસેથી ચિત્રાલ જવાની મેં મહામુશ્કેલીએ પરવાનગી મેળવી અને એક સવારે ચિત્રાલના મહેતરે મારા રક્ષણ માટે મોકલેલા રસાલા સાથે પેશાવરથી હું ઉપડયો. મહેતરે લગભગ પચાસેક હથિયારબંધ માણસો ઝનુની તાયફાવાળાઓના મુલકમાંથી મને સહિસલામત ચિત્રાલ લઇ આવવા માટે મોકલ્યા હતા, એક બે મુલતાની વેપારીઓ પણ પેશાવરથી

મારી સાથે થઇ ગયા હતા અને એ પણ મારી જોડે ચિત્રાલ આવતા હતા. તેમાંના એક મુલતાનીની દૂકાન અને શરાફી પેઢી અને કાપડની દુકાન ચિત્રાલના પાયતખ્તમાંજ હતી. આ મુલતાનીઓ બહુ સાહસિક જાત છે. હિન્દ અને યુરોપ અમેરિકાના ઘણાખરા દેશોમાં તેઓની પેઢીઓ હોય છે એટલુંજ નહિ પણ હિન્દની વાયવ્ય સરહદની પેલીપાર ઝનુની તાયફાવાળાઓના મુલકમાં તેમજ એક બાજુ ચિત્રાલ, ગિલ્ગિટ તેમ બીજી બાજુ કાબુલ, સમરકંદ અને બોખારા સૂધી એ લોકો વેપાર કરવા જાય છે. ઇસ્લામી ધર્મ પાળતા તાયફાવાળાઓ અલબત એમને કાફીર ગણી ધિક્કારે છે. અને તેમને ' બનિયાની ' નામથી ઓળખે છે. પણ અડીભીડીએ આર્થિક મદદ એમના તરફથીજ મળતી હોવાથી તાયફાવાળાઓના પ્રદેશમાં એમને ચલાવી લેવામાં આવે છે. અને લડાયક તાયફાવાળાઓ વેપારવણજ અને પૈસા નાણાં સંબંધી વ્યવસ્થામાં બેપરવાહ હોવાથી આ ચતુર મુલતાનીઓ એમના પ્રદેશમાં ઠીક ફાવી જાય છે. અલબત્ત, કોઇ વખત પોતાનું હરણ થઇ જવાનું, અથવા પોતે લૂંટાઇ જવાનો ભય એમને માથે નિરંતર ઝઝુમતો હોવ છે. પણ સામાન્ય રીતે એમને આવક એટલી સારી થાય છે કે ઉપલા એ ભય જાણવા છતાં પણ એ તાયફાવાળાઓના પ્રદેશમાં વેપારવણજ ખેડવા જવાનું એ સાહસ કરે છે.

પેશાવરથી ચિત્રાલ પહોંચતા અમને ત્રણ દિવસ લાગ્યા. વચમાં આફ્રીદીઓના કેટલાંક ગામડાંઓ આવ્યાં, આ આફ્રીદીઓ માટે આપણા હિન્દમાં ઘણી ગેરસમજ છે. અલબત્ત, એ વેરાન પ્રદેશમાં પોતાનું જીવન નભાવવા જ્યારે ખેતી ન થઇ શકે ત્યારે એ ઝનુની જાત લૂંટફાટ પર ઉતરી પડે છે, અને રસ્તે આવતી વણજારો કે મુસાફરોને લૂટે છે, અથવા તો બ્રિટીશ કે પરાયા તાયફાવાળાઓની સરહદમાં જઇ માણસોને ઉઠાવી જઇ તેના બદલામાં મોટી રકમ માગે છે. કેટલાક તાયફાવાળાઓએ તો પોતાના ગામને સીમાડેથી

નીકળતી વણજારો પાસેથી ચોક્કસ લાગો લેવાનો નિયમજ બાંધી દીધેલો હોય છે, પણ આ બધું એમને જે સ્થિતિમાં રાખવામાં આવે છે તેને લીધેજ એમને કરવું પડે છે. સરહદની પેલી બાજુએ પણ એવા દાખલા નોંધાયા છે કે, આફ્રીદીઓ માર્ગમાં કોઇ મુસાફરોની ટોળીને લૂંટે, અને એ ટોળી એમના ગામમાં અચાનક જઇ ચઢતાં એમનું સારામાં સારૂં સ્વાગત કરે.

પેશાવરથી ઉપડી સરહદ છોડી અમે પચાસેક માઇલ દૂર ગયા હઇશું ત્યાં એ પ્રદેશમાં રાત દિવસના અનુભવી ચિત્રાલવાળા મારા અંગરક્ષકો ઓચિંતા થંભી ગયા. અમને સઘળાને ઘોડા ઉપરથી ઉતરી જવાને કહ્યું. ઘોડાને જમીન ઉપર સુવાડી દેવામાં આવ્યા અને જેમની પાસે રાઇફલો હતી તે ઘોડાની પીઠ આગળથી નેમ તાકીને સુતા. જેમની પાસે રાઇફલો નહોતી તેમણે પોતાની તલવાર કે ખંજર મ્યાન બહાર કાઢયાં. તાયફાવાળાના પ્રદેશમાં આવી જાતનાં યુદ્ધનો પ્રસંગ મારે માટે આ પહેલ વહેલોજ હતો. અને મારો હાથ દેખાડવા માટે મને આવો મોકો મળેલો જોઇ હું ખુદાનો ઉપકાર માનવા લાગ્યો. પેલા બે મુલતાનીઓ તદ્દન ગભરાઇ ગયા હતા તેમને મેં મારી પાચે જમીન પર સુઇ જવા કહ્યું અને તેમને આશ્વાસન આપ્યું કે, "જ્યાં સુધી મારા બદનમાં લોહીનું એક પણ ટીપું હશે, ત્યાં સુધી તમારો વાંકો વાળ નહિ થવા દઉં."

ચિત્રાલવાળા મારા રસાલાના માણસો એકદમ ચેતી ગયા તે ઠીક થયું, કારણ કે અમે જમીન પર સુતા કે તરતજ ભય શો હતો તેની અમને ખબર પડી. આજુબાજુની ટેકરીઓમાંથી ગોળીઓનો વરસાદ અમારા ઉપર શરૂ થયો, અમે પણ સામો પ્રત્યુત્તર આપ્યો. ટેકરી ઉપરથી અમારી ગોળીઓ લાગવાથી ચાર પાંચ માણસો નીચે ગબડી પડયા અને સામેવાળા તાયફાવાળાઓની ગોળીઓ ખૂટવાથી જીવપર આવી એ પચીશ માણસોની ટોળી

મારી સાથે થઇ ગયા હતા અને એ પણ મારી જોડે ચિત્રાલ આવતા હતા. તેમાંના એક મુલતાનીની દૂકાન અને શરાફી પેઢી અને કાપડની દુકાન ચિત્રાલના પાયતખ્તમાંજ હતી. આ મુલતાનીઓ બહુ સાહસિક જાત છે. હિન્દ અને યુરોપ અમેરિકાના ઘણાખરા દેશોમાં તેઓની પેઢીઓ હોય છે એટલુંજ નહિ પણ હિન્દની વાયવ્ય સરહદની પેલીપાર ઝનુની તાયફાવાળાઓના મુલકમાં તેમજ એક બાજુ ચિત્રાલ, ગિલ્ગિટ તેમ બીજી બાજુ કાબુલ, સમરકંદ અને બોખારા સૂધી એ લોકો વેપાર કરવા જાય છે. ઇસ્લામી ધર્મ પાળતા તાયફાવાળાઓ અલબત એમને કાફીર ગણી ધિક્કારે છે. અને તેમને ‘ બનિયાની ’ નામથી ઓળખે છે. પણ અડીભીડીએ આર્થિક મદદ એમના તરફથીજ મળતી હોવાથી તાયફાવાળાઓના પ્રદેશમાં એમને ચલાવી લેવામાં આવે છે. અને લડાયક તાયફાવાળાઓ વેપારવણજ અને પૈસા નાણાં સંબંધી વ્યવસ્થામાં બેપરવાહ હોવાથી આ ચતુર મુલતાનીઓ એમના પ્રદેશમાં ઠીક ફાવી જાય છે. અલબત્ત, કોઇ વખત પોતાનું હરણ થઇ જવાનું, અથવા પોતે લૂંટાઇ જવાનો ભય એમને માથે નિરંતર ઝઝુમતો હોય છે. પણ સામાન્ય રીતે એમને આવક એટલી સારી થાય છે કે ઉપલા બે ભય જાણવા છતાં પણ એ તાયફાવાળાઓના પ્રદેશમાં વેપારવણજ ખેડવા જવાનું એ સાહસ કરે છે.

પેશાવરથી ચિત્રાલ પહોંચતા અમને ત્રણ દિવસ લાગ્યા. વચમાં આફ્રીદીઓના કેટલાંક ગામડાંઓ આવ્યાં, આ આફ્રીદીઓ માટે આપણા હિન્દમાં ઘણી ગેરસમજ છે. અલબત્ત, એ વેરાન પ્રદેશમાં પોતાનું જીવન નભાવવા જ્યારે ખેતી ન થઇ શકે ત્યારે એ ઝનુની જાત લૂંટફાટ પર ઉતરી પડે છે, અને રસ્તે આવતી વણજારો કે મુસાફરોને લૂંટે છે, અથવા તો બ્રિટીશ કે પરાયા તાયફાવાળાઓની સરહદમાં જઇ માણસોને ઉઠાવી જઇ તેના બદલામાં મોટી રકમ માંગે છે. કેટલાક તાયફાવાળાઓએ તો પોતાના ગામને સીમાડેથી

નીકળતી વણજારો પાસેથી ચોક્કસ લાગો લેવાનો નિયમજ બાંધી દીધેલો હોય છે, પણ આ બધું એમને જે સ્થિતિમાં રાખવામાં આવે છે તેને લીધેજ એમને કરવું પડે છે. સરહદની પેલી બાજુએ પણ એવા દાખલા નોંધાયા છે કે, આફ્રીદીઓ માર્ગમાં કોઇ મુસાફરોની ટોળીને લૂટે, અને એ ટોળી એમના ગામમાં અચાનક જઇ ચઢતાં એમનું સારામાં સારૂં સ્વાગત કરે.

પેશાવરથી ઉપડી સરહદ છોડી અમે પચાસેક માઇલ દૂર ગયા હઇશું ત્યાં એ પ્રદેશમાં રાત દિવસના અનુભવી ચિત્રાલવાળા મારા અંગરક્ષકો ઓચિંતા થંભી ગયા. અમને સઘળાને ઘોડા ઉપરથી ઉતરી જવાને કહ્યું. ઘોડાને જમીન ઉપર સુવાડી દેવામાં આવ્યા અને જેમની પાસે રાઇફલો હતી તે ઘોડાની પીઠ આગળથી નેમ તાકીને સુતા. જેમની પાસે રાઇફલો નહોતી તેમણે પોતાની તલવાર કે ખંજર મ્યાન બહાર કાઢયાં. તાયફાવાળાના પ્રદેશમાં આવી જાતનાં યુદ્ધનો પ્રસંગ મારે માટે આ પહેલ વહેલોજ હતો. અને મારો હાથ દેખાડવા માટે મને આવો મોકો મળેલો જોઇ હું ખુદાનો ઉપકાર માનવા લાગ્યો. પેલા બે મુલતાનીઓ તદ્દન ગભરાઇ ગયા હતા તેમને મેં મારી પાચે જમીન પર સુઇ જવા કહ્યું અને તેમને આશ્વાસન આપ્યું કે, “ જ્યાં સુધી મારા બદનમાં લોહીનું એક પણ ટીપું હશે, ત્યાં સુધી તમારો વાંકો વાળ નહિ થવા દઉં. ”

ચિત્રાલવાળા મારા રસાલાના માણસો એકદમ ચેતી ગયા તે ઠીક થયું, કારણ કે અમે જમીન પર સુતા કે તરતજ ભય શો હતો તેની અમને ખબર પડી. આજુબાજુની ટેકરીઓમાંથી ગોળી-ઓનો વરસાદ અમારા ઉપર શરૂ થયો, અમે પણ સામો પ્રત્યુત્તર આપ્યો. ટેકરી ઉપરથી અમારી ગોળીઓ લાગવાથી ચાર પાંચ માણસો નીચે ગબડી પડયા અને સામેવાળા તાયફાવાળાઓની ગોળીઓ ખૂટવાથી જીવપર આવી એ પચીશ માણસોની ટોળી

અમારા સામે ઉઘાડી તલવારો સાથે ધસી આવી. છ ફુટ ઉંચા કદાવર બાંધાના એ પચીસ આફ્રિદીઓ અમારા પચાસ સાઠ માણસો સામે ધસી આવતા જોઇ મને નવાઇ લાગી, પણ પાછળથી ચિત્રાલવાળાઓએ મને ખુલાસો કર્યો હતો કે, આ જાત ઘણી બહાદુર અને ઝનુની હોય છે. સામે વાળાઓની નબળાઇ પોતે જાણે છે અને ઘણી વખત એવા પણ દાખલા નોંધાયા છે કે બ્રિટીશ લશ્કરની સો માણસોની ટુકડીને પચીસ ઝનુની તાયફા-વાળાઓએ પાછી હઠાવી છે. ઘણી વખત એમ પણ બને છે કે ઝનૂનમાં આવી ગાંડાતૂર બની એ દુશ્મન ટોળીપર મરણીયા થઇ હુમલો કરે છે, અને જો શિકસ્ત મળે તો અને સામીવાળી ટોળી એમના માથાની મળે તો જેટલી ઝડપથી ધસી આવ્યા હોય તેટલી ઝડપથી પલાયન કરી શકે છે.

આફ્રીદીઓ ચીસો પાડતા અમારી તરફ ધસી આવ્યા. આ બાજુએ ચિત્રાલવાળાઓ પણ અમારો સામનો કરવાને તૈયાર હતા. બેઉ બાજુ ખૂનખાર જંગ જામ્યો, જે અર્ધો કલાક ચાલ્યો હશે. અમારા પણ કેટલાક માણસો ઘવાયા. સામેવાળાના પણ સાતઆઠ માણસો ઠાર થયા અને તાયફાવાળાઓ જેવા આવ્યા હતા તેવા પાછા ટેકરીઓમાં અલોપ થઇ ગયા. પણ જતાં જતાં અમારી ટોળીમાંના એક મુલતાનીને ઘોડા પર પરાણે નાખી ઉઠાવી ગયા.

જેટલી ઝડપથી આફ્રીદીઓ ચારે બાજુની ટેકરીઓમાંથી અમારી તરફ ધસી આવ્યા હતા તેટલી ઝડપથી એ પાછા પસાર થઇ ગયા એટલે કઇ દીશામાં ગયા એ અમને ખબર પડી નહિ. પોતાના એક ભાઇને ઉઠાવી જવામાં આવેલો જોઇ પેલો બીજો મુલતાની ખૂબ રડતો હતો તેને અમે શાંત્વન આપી અમારા એ ગુમ થયેલા ભાઇની શોધમાં અમે નકળી પડયા.

ચિત્રાલ તરફનો એક માણસ જે આફ્રીદીઓના રીતરિવાજ અને મુલકથી પરિચિત હતો તેણે સામે આવેલ તાયફાવાળાઓ કયા ટોળાના હતા તે પારખી કાઢ્યું. તેના કહેલા પ્રમાણે એ ઝાકાખેલ ટોળાના આફ્રીદીઓ હતા અને તેમનું ગામ જે ઠેકાણે ઝપાઝપી થઇ હતી ત્યાંથી પાંચ માઇલ દૂર હતું.

સંધ્યાકાળ થતાં એ ગામમાં અમે પહોંચ્યા. ગામના શેખ હાજી નૂરબક્ષે અમારૂં સારૂં સ્વાગત કર્યું. પેલા ચિત્રાલવાળા અનુભવી માણસે શેખને અમારા સુલતાનીને તુરત પાછો સોંપી દેવાની તાકીદ કરી, સ્પષ્ટ કહી દીધું: “સુલતાની ચિત્રાલના મેહતરનો માનીતો હતો. મેહતર લશ્કર મોકલી ગામને ઘેરો ઘાલી છોડાવે તે કરતાં અત્યારે જોઇએ તો પાંચસો રૂપિયા લઇ છોડી મુકો.”

શેખ ચકોર માણસ હતો. તેણે જાણ્યું કે ચિત્રાલવાળાને પહોંચી નહિ શકાય, એટલે પાંચસો રૂપિયા પેલા બીજા સુલતાની પાસેથી બદલો લઇ તેના જોડીદારને અમારે હવાલે કર્યો.

માર્ગમાં આટલો કિસ્સો બની ગયો તે સિવાય ચિત્રાલ સુધીની અમારી મુસાફરી નિર્વિઘ્ને પસાર થઇ. ચિત્રાલના પાયતખ્ત કાસોંગમાં અમે પહોંચ્યા અને મેહતરે મારે માટે ખાસ તૈયાર રાખેલા ઉતારામાં મારી ગોઠવણ કરી આપી.

ચિત્રાલ બહુ વિચિત્ર પ્રદેશ છે. પામીરના પહાડોની જરા નીચે એ પ્રદેશ આવેલો છે પણ એશિયામાં દરિયાની સપાટીથી ઉંચામાં ઉંચો કોઇપણ પ્રદેશ હોય તો તે આ ચિત્રાલ છે. અહિયાં ઠંડી ઘણી પડે છે. લોકો મોટે ભાગે ખેતી કરે છે અને ઢોરઢાંખર રાખે છે. ચિત્રાલના લોકો ઉંચા, કદાવર પણ ઘણા ઝનુની અને અજ્ઞાન છે. ચિત્રાલના નીચલા પ્રદેશમાં આજુબાજુની ખીણોમાં કેટલીક વિચિત્ર જાતો વસે છે, જે હંમેશાં એકબીજા જોડે યુદ્ધમાં મચી રહે છે.

અમારા સામે ઉઘાડી તલવારો સાથે ધસી આવી. ૭ ફુટ ઉંચા કદાવર બાંધાના એ પચીસ આફ્રિદીઓ અમારા પચાસ સાઠ માણસો સામે ધસી આવતા જોઇ મને નવાઇ લાગી, પણ પાછળથી ચિત્રાલવાળાઓએ મને ખુલાસો કર્યો હતો કે, આ જાત ઘણી બહાદુર અને ઝનુની હોય છે. સામે વાળાઓની નબળાઇ પોતે જાણે છે અને ઘણી વખત એવા પણ દાખલા નોંધાયા છે કે બ્રિટીશ લશ્કરની સો માણસોની ટુકડીને પચીસ ઝનુની તાયફા-વાળાઓએ પાછી હટાવી છે. ઘણી વખત એમ પણ બને છે કે ઝનૂનમાં આવી ગાંડાતૂર બની એ દુશ્મન ટોળીપર મરણીયા થઇ હુમલો કરે છે, અને જો શિકસ્ત મળે તો અને સામીવાળી ટોળી એમના માથાની મળે તો જેટલી ઝડપથી ધસી આવ્યા હોય તેટલી ઝડપથી પલાયન કરી શકે છે.

આફ્રીદીઓ ચીસો પાડતા અમારી તરફ ધસી આવ્યા. આ બાજુએ ચિત્રાલવાળાઓ પણ અમારો સામનો કરવાને તૈયાર હતા. બેઉ બાજુ ખૂનખાર જંગ જામ્યો, જે અર્ધો કલાક ચાલ્યો હશે. અમારા પણ કેટલાક માણસો ઘવાયા. સામેવાળાના પણ સાતઆઠ માણસો ઠાર થયા અને તાયફાવાળાઓ જેવા આવ્યા હતા તેવા પાછા ટેકરીઓમાં અલોપ થઇ ગયા. પણ જતાં જતાં અમારી ટોળીમાંના એક મુલતાનીને ઘોડા પર પરાણે નાખી ઉઠાવી ગયા.

જેટલી ઝડપથી આફ્રીદીઓ ચારે બાજુની ટેકરીઓમાંથી અમારી તરફ ધસી આવ્યા હતા તેટલી ઝડપથી એ પાછા પસાર થઇ ગયા એટલે કઇ દીશામાં ગયા એ અમને ખબર પડી નહિ. પોતાના એક ભાઇને ઉઠાવી જવામાં આવેલો જોઇ પેલો બીજો મુલતાની ખૂબ રડતો હતો તેને અમે શાંત્વન આપી અમારા એ ગુમ થયેલા ભાઇની શોધમાં અમે નકળી પડયા.

લોહતી લોહતી એ બાઇ મારી નજીક આવી એહસાનથી મારા તરફ જોઇ રહી.

એ છ ફૂટ ઉંચી, પણ અત્યંત ખૂબસૂરત, બ્લુ આંખોવાળી અને સોનેરીવાળ વાળી મનોહર લલના હતી. કોઇ પ્રાચીન ગ્રીક શિલ્પીએ કોરેલું કોઇ મનેહાર લલનાનું પૂતળુંજ જાણે જીવતું થયું હોય એવો આભાસ મને થયો.

એ પ્રદેશની ખીણોમાં વસ્તી કાશીર નામની એક વિચિત્ર જાતની એ ઔરત હતી. બાઇને ખભે રીંછના નહોરથી સહેજ ઘા પડયો હતો તેમાંથી લોહી નીકળતું હતું. હું ઇશારતથી તેને બાજુના નાળા પાસે લઇ ગયો, ફર્સ્ટ એઇડ જાણતો હોવાથી તેના ઘાને ધોઇ મારો રૂમાલ ફાડી પાટો બાંધી આપ્યો. અમે એકે બીજાની ભાષા જાણતાં નહોતાં; પણ આંખોના ભાવ પરથી હું જોઇ શકયો કે તે તેની આ સેવા માટે મારો ઉપકાર માનતી હતી.

એટલીજ સેવા કરી હું ચાલી જવાની તૈયારી કરતો હતો એટલામાં એ બાઇએ મારો હાથ પકડયો અને ઇશારતથી પોતાને ગામ, જે નજદીકમાં હતું ત્યાં આવવા મને આગ્રહ કર્યો. એ બાઇને ગામ હું પહોંચ્યો. ઘામાંથી લોહી વહેવાથી તેનામાં જરા અશક્તિ આવી ગઇ હતી એટલે આખે રસ્તે મને અઢેલીને એ ચાલતી. એના ગામમાં પહોંચ્યા પછીજ મને ખબર પડી કે ગામના શેખની એ પુત્રી હતી. વૃદ્ધ શેખે પોતાની બેટીને બચાવવા માટે મારો ઘણો ઘણો ઉપકાર માન્યો. ગામમાં પુશ્તુ જાણતો એક ફકીર મળી ગયો તેની મદદથી બાપ દીકરીએ મારી જોડે વાત કરી. મારે માટે ભોજનની તૈયારી કરી અને જમી ખાઇ કાસોંગ જવા હું તૈયારી કરૂં છું ત્યાં પેલી રીંછના પંજામાંથી મેં બચાવેલી બાળાને સુન્દર વસ્ત્રો પહેરાવી એ લોકોએ તૈયાર કરી. એ છોકરીને શા માટે તૈયાર કરી

ચિત્રાલમાં હું છએક મહિના રહ્યો પણ એ છ મહિનામાં છ વર્ષે પણ ન થાય એવા વિચિત્ર અને અવનવા અનુભવો મને થયા. મારી તપાસ દરમ્યાન મેં એ શોધખોળ કરી હતી કે એ પ્રદેશમાં કલાઇ, રૂપું અને તાંબાની ખાણો જો બરાબર તપાસ કરવામાં આવે તો મળી આવે એમ છે. પણ મજુરીનો સવાલ સૌથી વધુ મુશ્કેલી ભર્યો હતો. અને એ પ્રદેશ એટલો દૂર અને વેરાન હતો કે એ ખનીજ કાઢવા પાછળ જેટલી મહેનત લેવામાં આવે તેની યોગ્ય વળતર વળે કે નહિ તે શંકાસ્પદ હતું.

એક દિવસે કાસોંગથી બે માઇલ દૂર આવેલી એક ખીણમાં હું શિકાર ખેલવા ગયેલો. ત્યાં ઓચિંતી એક ટેકરીની પાછળ મેં કોઇની ચીસ સાંભળી. બંદુક ખભે મારી જે દીશામાંથી એ ચીસ આવી હતી તે તરફ હું દોડયો તો એક સ્ત્રીની પાછળ એક જબરજસ્ત રીંછ પડેલું મેં જોયું. સ્ત્રી દોડતી જતી હતી અને રીંછ પાછળ પડયું હતું. સ્ત્રી થાકી જવાથી એક મોટા પત્થર આગળ બરડો રાખી ઉભી રહી ગઇ હતી. અને રીંછ તેને પોતાની બાથમાં ભરાવવા પાછલા બે પગ પર ઉભું થઇ આગળ ધસતું હતું.

એ વિકરાળ પ્રાણીને પોતાની સમીપ આવતું જોઇ પહેલી વખત ભય લાગવાથી બાઇના મુખમાંથી ચીસ નીકળી ગઇ હતી, પણ બીજીજ પળે સ્વસ્થ થઇ અને પોતાના કમર પટામાંથી એક ખંજર કાઢી એ વિકરાળ પ્રાણીના ડાચાં પર જોશથી ઘા કર્યો, રીંછ વિફર્યું. ધુરકી આગળ ધસ્યું. બાઇએ બીજો ઘા વીંઝયો. રીંછના એક પંજાએ બાઇનો જમણી બાજુનો ખભો પકડયો. એક સેકન્ડનો પણ વિલંબ થયો હોત, તો બાઇ રીંછની બાથમાં ભચડાઇ જાત. પણ એ પ્રસંગ બને તે પહેલાં હું જઇ ચઢયો અને ખીસ્સામાંથી રિવોલ્વર કાઢી રીંછની છાતીમાં ઘા કરી તેને ઠાર કર્યો. કોલસાની ગુણની માફક રીંછ ગબડી પડયું. અને ખભાપરના ઘામાંથી લોહી

હશે એ માટે હું અજબ થયો, ત્યાં મને કહેવામાં આવ્યું કે એ લોકોના રિવાજ પ્રમાણે એ કુંવારી છોકરીને કોઇ પુરૂષ પહેલવહેલો ભયથી બચાવે તેણે તેના ખાવિંદ થવુંજ જોઇએ.

મેં પેલા પુશ્તુ જાણનાર દુભાષિયા મારફત પેલા છોકરીના બાપ શેખને ઘણું ઘણું સમજાવ્યો કે લગ્ન કરવાનો મારો વિચાર નથી, ચિત્રાલમાં હું તો ધંધાસર આવ્યો છું, બે ત્રણ મહિના પછી પાછો ચાલ્યો જઇશ. પણ ડોસાએ માન્યું નહિ અને તડ ને ફડ મને ચોકખું સંભળાવી દીધું: “ કાંતો અમારા જમાઇ થાઓ, અને દુશ્મન થશો તો અમે તમને મારીનેજ રહીશું. અમારા તાયફાના રિવાજ પ્રમાણે તમારે વર્તવુંજ જોઇશે. ”

આખરે બહુ આનાકાની કરવાથી દુશ્મનાવટ વધશે તે કરતાં શેખના જમાઇ બનવામાં માલ છે એમ સમજી મેં હા પાડી અને એ સાંજે એ લોકોના ધર્મગુરૂએ કાંઇ ક્રિયા કર્યા પછી મારી નવી માશુકને લઇ શેખે આપેલા બે ઘોડાપર સ્વાર થઇ અમે નીકળી પડયા.

આ કાફીર લોકો એ પ્રદેશમાં વસતી એક બહુ વિચિત્ર જાત છે. આજુબાજુના ઇસ્લામી ધર્મ પાળતા તાયફાવાળાઓથી એ સદંતર જુદી તરી આવે છે. એ લોકો ઘણાજ ગોરા, ખુબસુરત પણ બહુજ ઝનુની હોય છે. એમની ઉત્પત્તિ વિષે અનેક દંતકથાઓ ચાલે છે. એ લોકો અગ્નિ અને સૂર્યને પૂજે છે. કેટલાકો એમ માને છે કે અસલના પારસીઓના વંશજો એ છે. કોઇ ઇતિહાસકારો એમ કહે છે કે અસલના આર્યો પંજાબમાંથી આવી આ બાજુ વસ્યા અને એક ટોળી ત્યાં ઠરીઠામ થઇ. જ્યારે કેટલાક અનુભવીઓનું કહેવું એવું છે કે એલેકઝાન્ડર ધી ગ્રેટ જ્યારે હિન્દુસ્તાનપર ચઢી આવ્યો હતો ત્યારે તેની સાથેના કેટલાક ગ્રીક સૈનિકો આ પ્રદેશમાં ભૂલા પડી ગયા હતા. અને આ કાફીરો એ પ્રાચીન ગ્રીકોના વંશજો છે. એ લોકોનાં ઘાટિલાં બદન, આસમાની આંખો,

સોનેરી લાલ વાળ અને અણિયાળાં નાક જોઇ મને પણ આ છેલ્લી વાત વધુ ગળે ઉતરી હતી.

આજ સદીઓ થયાં આ મુસ્લીમ તાયફાવાળાઓના પ્રદેશમાં આ કાફીર તાયફાવાળાઓ ટકી રહ્યા છે તેનું કારણ એ છે કે એમણે આજુબાજુના હરીફ તાયફાવાળાઓ ઉપર પોતાના પરાક્રમનો પરચો બતાવ્યો છે. કાફીર ગામડાંની અંદર એક યુવાન જ્યાંસુધી કોઇ દુશ્મન તાયફાવાળાનું ખૂન ન કરે ત્યાંસુધી તે પોતાના ગામમાં લગ્ન કરી શકતો નથી. અને એક દુશ્મનને માર્યા પછી એક કાફીર યુવાન પોતાની ટોપીપર એક પીછું બાંધે છે અને કાફીર ગામડામાં એક માણસની ટોપીપરના પીછા પરથી તેણે કેટલા દુશ્મનોને ઠાર કર્યા હશે તેનો ખ્યાલ કાઢી શકો.

મારી માશુકને હું કાસોંગ લઇ ગયો. મારી આયા અને બબરચી જે એક પંજાબી મુસલમાન બાઇ હતી, તે તો આ કાફીર છોકરીને જોઇ આભીજ બની ગઇ. તેણે મને એક ઘણીજ ખુબસુરત નવયૌવના જીતવાને માટે મુબારકબાદી આપી અને સાથે સાથે એ પણ ચેતવણી આપી: "આ કાફીર છોકરીઓ અદ્ભુત સૌન્દર્યવતી હોય છે, મગજ ઠેકાણે હોય ત્યાં સુધી બહુજ પ્રેમાળ અને લાગણી પ્રધાન હોય છે, પણ તે સાથે અદેખી અને ઝનુની ભારે હોય છે. જે દિવસે આ તમારી માશુકને જરીકે વહેમ પડશે કે તમે તેના તરફ બેપરવા છો અથવા તમારી કોઇ બીજીપર લાગણી છે તો ઝનુની વાઘણની માફક ખંજર લઇ તમારા તરફ ધસી જતાં તેને બિલકુલ વાર લાગવાની નથી. તમે આ છોકરીને તમારી સ્ત્રી તરીકે લાવ્યા હો તો ભલે, પણ તમે એક વિકરાળ પ્રાણીને લાવ્યા છો એવી રીતે કાળજી રાખીને તમે તેના તરફ વરતજો."

આ કાફીર છોકરીઓ જેટલી ખુબસુરત હોય છે તેટલીજ ભયંકર આવેશવાળી હોય છે. એમનો ગુસ્સો અને પ્રેમ અ

વિલાસ એ પણ ધગધગતા જ્વાળામુખી જેવા વાય છે. જગતનાં ઘણા દેશોમાં હું ઘુમ્યો છું અને દેશ દેશની સ્ત્રીઓની પ્રેમ અને વિલાસ કરવાની પદ્ધતિઓનો અંગત અનુભવ મેં મેળવ્યો છે. હિન્દની સ્ત્રીઓનો પ્રેમ અને તેમનો વિલાસ ચંદ્રિકાની શીતળ ચાંદની જેવો, જાપાન અને ચીનનાં રમણીરત્નો જાણે કુદરતનાં રમકડાં જ્યારે જિપ્સી અને કાશ્મીર સ્ત્રીઓનો પ્રેમ અને તેમનો વિલાસ ભભુકતા જ્વાળામુખી જેવો ઉગ્ર હોય છે.

મારી કાશ્મીર માશુક એટલી લાગણી પ્રધાન હતી કે આશક એ છે કે હું એ વાતનો કોઇ વખત અમારી વચ્ચે ભ્રમ થઇ જતો. અમે એક બીજાની વાતો નહોતા સમજતા, ફક્ત આંખો અને ઇશારતથીજ વાતો કરતા, પણ એ વાતચીતને પરિણામે ઉમળકામાં આવી જાય ત્યારે હું એને પાસે બોલાવું તે પહેલાં તેના કોમળ ભુજપાશમાં મને જકડી લઇ મારા મુખ અને શરીરના બીજા ભાગોપર ચુમ્બનોનો એ વરસાદ વરસાવતી. વાતચીત વખતે, હસતી વખતે, પ્રેમ અને વિલાસ વખતે તેની આંખો અજબ મસ્તીમાં નાચી રહેતી, પણ એ મસ્તીની જગ્યાએ ક્યારે કાતિલ ઝુનૂન અને વેરની ચિનગારી પ્રગટશે તે કહી શકાતું નહિ.

એક દિવસ મારી પંજાબી આયા જોડે હું જરા વધારે વખત વાતમાં રોકાયો હતો. શયનગૃહમાં જતાં મને જરા તે દિવસે વિલંબ થયો. વાતચીતથી પરવાર્યા પછી અંદરના ખંડમાં હું સૂવા ગયો ત્યાં મારી માશુકને મોઢું ચઢાવી ખૂણામાં ઉભેલી મેં જોઇ. તેની મોટી ભુરી આંખોમાંથી મારા તરફ તિરસ્કાર અને ધિક્કારના કીરણો ફેંકાતા હતા. મારા શયનગૃહની ખુરશીઓ અને ટેબલ વેર-વિખેર ભાંગેલી હાલતમાં પડયા હતા. હું પામી ગયો કે કોઇ કારણથી બાઇ સાહેબનો મિજાજ ગયો હશે, અને એ લાગણીનો રોષ તેમણે ફર્નીચરપર ખાલી કર્યો હશે. હું પ્રેમથી તેની પાસે ગયો.

તેણે એક વાઘણની માફક એક હાથે મારી ગળચી પકડી અને બીજે હાથે એક કાતિલ કટારી કાઢી મારી છાતી આગળ ધરી. હું સમજી ગયો. આયા સાથે વાત કરવાથી બાઇ અદેખાં બન્યાં હશે. ઇશારતથી મેં તેને સમજાવ્યું: 'મારા દિલમાં તેના સિવાય બીજા કોઇને માટે પણ સ્થાન નથી.' અને તેને ખાતરી કરી આપવા ઘાસલેટની બત્તી બળતી હતી તેની ધગધગતી ચીમનીને મેં હાથથી પકડી લીધી.

આ જંગલી અને ઝનૂની જાત બહુ વહેમી હોય છે. ચીમની જ્યારે મેં પકડી ત્યારે મારી માશુકને ખાતરી થઇ કે મારૂં દિલ સાફ હતું. તેનું ઝનૂન ઓગળી ગયું અને જેટલા જુસ્સાથી એ ગુસ્સે થઇ હતી એટલાજ આવેશથી એ શરમીંદી થઈ અને વળગી પડી.

એક દિવસે હું અને મારી માશુક ભોજન કરી રહ્યાં હતાં કે બહાર અમારા બંગલાના કંપાઉન્ડમાં ઘોડાની ખરીઓનો અવાજ સંભળાયો અને શું થયું છે તે જોવા હું હજી તો ઉભો થાઉં તે પહેલાં ચિત્રાલનો મેહતર ગભરાયેલો મારી પાસે ધસી આવ્યો.

× × × 31,187

મેહતરે મને કહ્યું: "મારા પિત્રાઇઓએ કાવત્રું કરી-સરદારો જોડે મળી જઇ આજ રાતના મારૂં ખૂન કરવાનો તાગડો રચ્યો છે. અહિંનો બ્રિટીશ રેસીડન્ટ હમણાં પેશાવર ગયો છે એ તકનો લાભ લઇ આ લોકો મારૂં કાટલું કાઢવા માગે છે. તો કોઇ પણ રીતે મને બચાવ અને કંઇક રસ્તો બતાવ. તને હું મારો એક મિત્ર માનું છું. અને આપણી શિકારની સહેલગાહોમાં તારી હિંમત અને દલેરી મેં જોયાં છે."

"એ લોકોની યુક્તિ શું એ તું મને કહે તો મને સમજ પડે." મેં પૂછ્યું.

" આજ રાતના મારા મહેલપર એ લોકો ધસારો લઇ જવાના છે અને સવાર પડતાં ગામમાં નવા મેહતરની આણ પોકારવાના છે. મારા એક વિશ્વાસુ ખાસદારને આ કાવત્રાની ખબર પડતાં તેણે મને ખબર આપી અને હું સીધો તારી પાસે આવ્યો. "

વધારે ચર્ચા કરવાનો વખત નહતો. શાં પગલાં ભરવાં તેનો નિર્ણય મેં એકદમ કરી નાખ્યો. મારા શિકારના મીલીટરી અસબાબમાં તૈયાર થયો અને મારી પત્નીને કહ્યું : " હું માણસોની મદદ મેળવવા તારા બાપને ગામ જાઉં છું. "

યુદ્ધનું નામ સાંભળી એ કાફીર બાળાની આંખ ચમકી. મેળામાં જવાનું છે એમ કહેતાં જેમ એક સામાન્ય છોકરો ગેલમાં આવી જાય તેમ લડાઇનું નામ સાંભળી એ આનંદમાં આવી ગઇ અને ' હું પણ સાથે આવું છું ' એમ કહી તેણે પણ પુરૂષનો પોષાક પહેરવા માંડયો.

દશેક મીનીટની અંદર તો અમે ત્રણે જણા તૈયાર થઇ ઘોડા ઉપર સ્વાર થઇ ચિત્રાલની દક્ષિણે ખીણમાં આવેલા કાફીર તાયફાવાળાઓના ગામમાં પહોંચી ગયા.

મારા સસરાને મેં બધી વાત કરી અને સોએક મજબુત માણસો મારી સાથે મોકલવા કહ્યું. વૃદ્ધ કાફીર સરદારે પોતાના બે વિશ્વાસુ માણસોને ગામમાં મોકલી જેટલા બને તેટલા માણસો લઇ આવવા કહ્યું. રાતનો વખત, ગામના કેટલાક યુવાનો બીજે ગામ ગયેલા, કોઇ હજી આવેલા નહિ, ઘડીયાળમાં અગિયાર વાગ્યા હતા, એટલે માત્ર પચાસેક માણસો અમને મળી શકયા. એ માણસોને લઇ હું કાસોંગ તરફ કૂચ કરી ગયો.

ગામ લોકોને ખબર ન પડે માટે બબ્બે એકેકની ટોળીમાં વહેંચાઇ જઇ અમે કાસોંગ પહોંચ્યા અને મહેતરના મહેલની આજુબાજુ જે ગીચ ઝાડી આવી હતી તેમાં છૂપાઇ ગયા. રાત અંધારી

હતી, ગામમાં કૂતરાઓના ભસવાના અવાજ સિવાય બીજો અવાજ કાને પડતો નહોતો.

રાતના એક વાગ્યાનો સમય થયો હશે ત્યાં પશ્ચિમ દીશામાંથી પચીસેક ઘોડેસ્વાર હથિયારબંધ અસવારો ધસી આવ્યા અને ઘોડા-પરથી ઉતરી સીધા મહેલ તરફ ધસ્યા.

વાટ જોવાનો વખત નહોતો. પેલાઓ મહેલના દરવાજાની આગળ પહોંચે તે પહેલાં તો મારા પચાસે માણસો તેમના ઉપર વિકરાળ વરૂઓની માફક તૂટી પડયા. સામેવાળાઓ પોતાની રાઇ-ફલ તાકે એ પહેલાં તો ઘણાખરાના હાથમાંથી તે ઝુંટાઇ ગઇ, ફટાફટ બંદુકોના બાર થવા માંડયા, ખંજરો અને તલવારો ઉછ-ળવા માંડી.

અડધોએક કલાક ધમસાણ ચાલ્યું. આખરે સામેવાળાઓના અડધોઅડધ માણસો મરણ પામતાં બાકી વધેલા માણસો નાઠા અને એ ઝપાઝપીમાં મેહતરનો પિત્રાઈ પણ ઠાર થઇ ગયો હતો. દુશ્મનોના નાસી ગયા પછી મહેલના બારણાં ઉઘડયાં, મસાલો લાવવામાં આવી અને મશાલના પ્રકાશમાં પહેલુંજ દશ્ય જોઇ મને મૂર્છા આવી ગઇ.

મારી કાપીર માશુક દુશ્મનની ગોળીથી ઠાર થયેલી પડી હતી. પણ મરતાં મરતાં પણ તેણે બે ત્રણ દુશ્મનોને સ્વધામ પહોંચાડી દીધા હોય એમ લાગતું હતું. તેના હાથમાંનો જમૈયો લોહીથી ખરડાયેલો હતો અને તેની બાજુમાં પડેલા બે ત્રણ મુડદાઓના પેટનાં આંતરડાં બહાર નીકળી ગયાં હતાં.

બીજે દિવસે સવારે લશ્કરી માન સાથે મારી કાપીર માશુ-કની અંતિમ ક્રિયા કરવામાં આવી. સવારમાં ગામમાં ઢંઢેરો પીટાવી મેહતરે ગઇ રાતના બનાવની લોકોને ખબર આપી. કટો-

કટીના પ્રસંગે ગામના રાજાને મદદ કરવાથી મારી ગામમાં કીર્તિ વધી. મારી માશુકના મરણથી મારું મન ખાટું થઈ ગયું. મેહતરે મને વજીર બનાવવાનું વચન આપ્યું અને ચિત્રાલમાં રોકાઇ જવા ઘણો ઘણો આગ્રહ કર્યો છતાં મારું મન ખાટું થઇ જવાથી એ ત્રણ અઠવાડિયા રહી હું એ પ્રદેશ છોડી ગયો.





લયલા : સરદારની જીપ્સી માશુક.

R. P. WORKS, LIMBDI.

# સરદારની જીપ્સી માશુક

સરદારની ડાયરીમાં સરદાર કેટલોક વખત બુડા-પેસ્ટમાં રહેલા, અને તે વખતે હંગેરીના એ પાયતખ્તની નજદીક આવેલ એક ગામડામાં તેમને એક જીપ્સી છોકરી જોડે કેવી રીતે પ્રેમ પ્રસંગ પડેલો તેનું વર્ણન હતું. પણ એ પ્રેમ પ્રસંગ પહેલાં ડાયરીમાં સરદારે હંગેરીના અગીઆર જાતના લોકો વિષે જે વર્ણન લખ્યું છે, અને એ અગીઆર જાતના મૂળ વિષે પોતે જે અટકળ કરી હતી, તે જાણવા યોગ્ય હોવાથી એમની ડાયરીમાંથી એ ભાગ જેમનો તેમ અહીં રજુ કરું છું.

× × ×

"**બુડાપેસ્ટમાં** હું બે મહીનાથી આવ્યો છું. પેઢીનું કામકાજ પાર ઉતર્યું છે. અને અત્યારે ફુરસદ હોવાથી યુરોપના કોઠાર તરીકે ગણાતા આ હુંગેરી દેશનો હું અભ્યાસ કરી રહ્યો છું. અત્યારે હુંગેરી ઓસ્ટ્રિયા જોડે જોડાયેલું છે. અને ઓસ્ટ્રિયાના રાજાઓ આ પ્રદેશપર હકુમત ચલાવે છે."

"વિએના હું જઇ આવ્યો છું. યુરોપમાં સુંદરમાં સુંદર નગરી કોઇ પણ હોય તો તે વિએના છે. અલબત, પેરિસ જગતની નગરીઓમાં મહારાણી ગણાય છે. પણ વિએનાનાં આકર્ષણ અનોખાં છે, અને યુરોપ ભરમાં કાચની પુતળીઓ સમી સુંદરમાં સુંદર નાઝનીનો નીરખવી હોય તેણે વિએનામાં આવવું. ઇરાનના શીરાઝી, અલ્જીરીયાના ચ્રીસકા, ઇરાકના બગદાદની માફક વિએનાનું વાતાવરણ વિલાસી, મોજીલું અને આનંદી છે. જ્યારે બુડાપેસ્ટ કોઇ શરમાળ સુંદરી સમુ ગૌરવવંતુ અને ગંભીર લાગે છે. ઓસ્ટ્રિયા અને હુંગેરી પાડોશ પાડોશમાં છે. છતાં પણ હુંગેરી તેમાં વસતી મગીયાર જાતને લીધે કંઇક જુદુંજ વાતાવરણ રજુ કરે છે.

બુડાપેસ્ટમાં અને તેની આજુબાજુ આવેલ મગીયાર જાતના લોકોનાં ગામડાંઓમાં ફરતાં જાણે હું કાઠીયાવાડમાં ફરતો હોઉં તેવો મને ભાસ થયો. અને મારી અટકળ એ છે કે આપણા કાઠીયાવાડના કાઠીઓ અથવા તો આહીરો અને પોરબંદર આગળ આવેલા બરડા ડુંગરની આજુબાજુ રહેતી મેર જાતીના વડવાઓ અને આ મગીયાર પ્રજાના પૂર્વજો મધ્ય એશિયામાંથી એકજ ટોળામાંથી નીકળ્યા હોવા જોઇએ.

આ દેશના ઇતિહાસકારોના જણાવવા પ્રમાણે એક હજાર વર્ષ પહેલાં ઘોડેસ્વારોની એક મોટી ટોળી પૂર્વમાં એશિયા તરફથી આવી. કાર્પેથિયન્સ પહાડોની હારમાળા ઓળંગી જે પ્રદેશમાં

અત્યારે હુંગેરી છે, ત્યાં ઓચીંતી ઉતરી પડી. આ ટોળી એક લાખ માણુસોની હતી.

હુંગેરીના સપાટ મેદાનોની ચોકી કાપેર્થિયન્સની પર્વત માળા કરે છે. ડાન્યુબ નદી અને બીજી બે નદીઓ ટ્રીઝી અને ડ્રાવે તેમાંથી વહે છે. મગીયારો આવ્યા તે પહેલાં હુન, અવાર અને સ્લાવ લોકો આ પ્રદેશમાં વસતા હતા.

અરપાડ નામનો મગીયારોનો સરદાર તેમને એશિયામાંથી અહીંયાં લેઇ આવ્યો. ઘણાઓ માનતા કે આ મગીયારો હિંદુસ્તાન-માંથી યુરોપમાં ધસી આવ્યા હતા. મારૂં માનવું તો એમ છે, કે મધ્ય કાળમાં ઇસ્વીસનની શરૂઆત મધ્ય એશિયામાંથી શક, હુન, સિથીયન એવાં જે ટોળાંઓ એશીઆના મધ્ય ભાગમાંથી હિંદુસ્તાન તરફ ઉતરી પડતાં તેવુંજ એક ટોળું યુરોપ ગયેલું, અને તે આ મગીયાર લોકોનું.

થોડા સમયમાં મગીયાર ઘોડેસ્વારોએ દક્ષિણમાં ઇસ્તંબુલ સુધી, તેમજ બાલ્ટિક સમુદ્ર અને એથન્સ સુધી, પશ્ચિમમાં સ્પેઇનમાં આવેલા પિરીનીઝ પહાડ સુધી પોતાની આણ વર્તાવી.

આ મગીયારો અચ્છા ઘોડેસ્વારો હતા. ઘોડાપર બેસી ભાલા અને તીરથી લડતા. ઓચિંતા કોઇપણ પ્રદેશપર ધાડ પાડી જોત-જોતામાં પવન વેગે જેવા આવ્યા હોય તેવા પાછા ચાલી જતા. યુરોપના લોકો તેમનાથી ડરતા. ઇ. સ. ૯૫૫ માં તે વખતના જર્મ-નીના રાજાએ પશ્ચિમ યુરોપમાં ધસી આવેલી એશિયાટીક ધાડ-પાડુઓની ટોળીને હાંકી કહાડવાનો ઠરાવ કર્યો. કારણ કે તેનો પોતાનો મુલક મગીયારો જે પ્રદેશમાં રહેતા હતા, તેની નજદીકમાં હતો. બેવેરીયામાં બ્લેચ નદીના કીનારે જર્મન રાજાના લશ્કર અને મગીયારો વચ્ચે ખુનગાર જંગ જામ્યો એ યુદ્ધમાં મગીયારોનાં બે સેનાપતિઓ મરાયા. ચાળીસ હજારની સંખ્યાનું તેમનું આખું

લશ્કર કપાઇ ગયું. અને બાકી રહેલા મગીયારો પોતાનો લડાયક સ્વભાવ છોડી શાંત શહેરી બની ગયા. જે પ્રદેશમાં પોતે આવ્યા હતા ત્યાં તેમણે પોતાના ગામડાં વસાવ્યાં અને પોતાની પડોશના જર્મન અને ઇટલી દેશો જોડે મૈત્રી શરૂ કરી.

અર્પાદના એક વંશજ ગેઝીએ પોતાના પુત્ર વાઇકને ખ્રિસ્તી થવા દીધો. અને એ વાઇકે સ્ટિફન નામ ધારણ કર્યું. ઇ. સ. ૯૯૭ માં આ સ્ટિફન તેના બાપની પછી ગાદી ઉપર આવ્યો, અને પોતાની જાતવાળા બધા મગીયારોને તેણે ખ્રિસ્તી બનાવી દીધા. બેવેરીયાની એક શાહજાદી ગીસીલા જોડે લગ્ન કરી તેણે પોતે યુરોપીયન છે તે બતાવી દીધું, અને ઇ. સ. ૧૦૦૧ માં પોપે સ્ટિફનને તાજ મોકલી; તેમાં મગીયાર પ્રજાના એક રાજા તરીકે તેનો સ્વીકાર કર્યો. આ પોપે આપેલો આ પવિત્ર તાજ હજીપણ મગીયાર રાજ્યવંશીઓને હસ્તક છે.

આ રીતે મગીઆરો ખ્રિસ્તી અને યુરોપીયન બન્યા તો પણ આજદીન સુધી પોતાના પ્રાચીન પૂર્વજોના કેટલાક લક્ષણો હજુ એમનામાં કાયમ રહ્યા છે. આપણાં કાઠીયોની માફકજ આ મગીયાર જાત બહુજ મગરૂર, ગૌરવવાળી અને વટવાળી છે. ઘોડાઓ તેમને બહુ પ્યારા હોય છે. અને આજે પણ યુરોપમાં સારામાં સારા ઘોડા ઉછેરનાર કોઇ પણ હોય તો તે મગીયારો છે. તેમનામાં સ્ત્રીયોને બહુજ માન આપવામાં આવે છે. અને હજુ પણ તેમનો પોશાક પૂર્વના દેશને ઘણો મળતો છે.

× × ×

શિયાળાના દીવસો હતા. બુડાપેસ્ટ શહેર નજીક આવેલા સાન્જીરો નામના ગામડામાં હુ થોડા વખતને માટે રહેવા ગયો હતો, બરફથી આખો પ્રદેશ માઇલોના માઇલો સુધી છવાઇ રહ્યો

હતો, આસમાન વાદળાંઓથી લગભગ ઢંકાઇ ગયું હતું, અને બપોર હોવા છતાં રાત્રીના જેવો ઘોર અંધકાર જામ્યો હતો. હાથમાં એક મોટી લાઠી જેવી લાકડી લઇ હું મારી હોટેલમાંથી બહાર પડયો હતો. એ લાઠી જેવી જાડી લાકડી હોટેલના માલીકે મને સાથે લઇ જવાની સલાહ આપી હતી, તેના કહેવા પ્રમાણે બરફને લીધે જમીન પરના ખાડા ખૈયાની ખબર ન પડે માટે અજાણ્યાઓ માટે શીયાળામાં લાકડીની જરૂર હતી.

ચાલતાં ચાલતાં હું છેક ગામ બહાર ગયો, અને ત્યાં એક ટેકરી આવી હતી, તેના ઉપર ચઢીને બીજી બાજુ ઉતરવા જાઉં છું ત્યાં તો કોઇની ઓચિંતી ચીસ સાંભળી હું થંભી ગયો, અને જે દીશામાંથી એ ચીસ સંભળાતી હતી, તે તરફ ગયો તો ખબર પડી કે ટેકરીની તળેટીમાં જીપ્સી લોકોનું રહેઠાણ હતું. એક બે ભાંગેલ તુટેલ જેવી ગાડીયો જે આપણા દેશના શીગરામના આકાર જેવી હતી, તે તથા બે ત્રણ તંબુઓ ત્યાં નાંખેલાં હતાં, એક તંબુની સામે પચાસ વાર જેટલે દૂર એક ગીચ જંગલ આવ્યું હતું. જરા નજીક જઇ મેં જોયું તો ચીસ કોણે પાડી હતી તે ખબર પડી.

જીપ્સીઓના રહેઠાણમાં એ વખતે બીજા કોઇ માણસો ન હતાં, એક તંબુ આગળ ઘોડીયામાં એક ધાવણું બાળક સુતું હતું અને તેની આગળ એક જુવાન સત્તર અઢાર વર્ષની જીપ્સી છોકરી હાથમાં બળતું લાકડું લઇ ઉભી હતી. જંગલ તરફ નજર કરતાં મેં જોયું કે ચાર પાંચ વરૂઓ બળતા કોલસા જેવી લાલચોળ આંખોથી પેલા ઘોડીયાં સામે જોઇ રહ્યા હતા, અને એ જીપ્સી છોકરી તેમને દૂર કાઢવા પોતાના પગ આગળ તાપણી સળગતી હતી, તેમાંથી એક પછી એક બળતા લાકડાઓ લઇ પેલા વરૂઓ નજીક આવે ત્યારે ચીસ પાડી તેમની તરફ ફેંકતી હતી.

લાકડું તેમની વચ્ચે પડતાં વરૂઓ જંગલમાં નાસી જતાં પણ થોડી વાર પછી પાછાં આવતાં અને જંગલની કીનારપર પાછલા પગ પર બેસી પેલા ઘોડીયા તરફ જોઇ રહેતાં.

પેલી તાપણી હવે હોલવાઇ જવાની તૈયારીમાં હતી. લાકડાં પણ ખૂટવા આવ્યાં હતાં. પેલી જીપ્સી છોકરી પણ વસ્તુસ્થિતિ સમજી ગઇ હતી. પણ ગમે તે ભોગે પેલા ઘોડીયામાંના નાનાં બાળકને બચાવવા તેણે ઠરાવ કર્યો હોય તેમ લાગ્યું. બાળકના ઘોડીયાને તે સૌથી પાછળના તંબુમાં લઇ ગઇ, તેની આગળ છાવણીમાં હતાં તેટલાં ખાલી પીપો, દેવદારનાં ખોખાં, ભાંગેલી ખુરશી અને ટેબલ મૂકયા, અને પોતે ખંજર કાઢી વરૂઓની વાટ જોતી આસ્માન તરફ નજર કરી જાણે ખુદાની મદદ માગતી હોય તેમ ઉભી રહી. છેલ્લું લાકડું તેણે ફેંકયું. આ વખતે વરૂઓ સ્હેજ આગળ આવ્યાં. એ વિકાળ પ્રાણીઓ પણ એ તાપણી અને એ બળતાં લાકડાંઓ તેમને ઇજા કરી શકે તેમ નથી, એ જાણે પામી ગયાં હોય તેમ લાગતું હતું.

વરૂઓ જેની સંખ્યા પાછળથી મને પાંચની જણાઇ તે ધીમે-ધીમે એ જીપ્સીની છાવણીની નજીક આવવા લાગ્યાં. છોકરીના ચહેરા પરથી અને તેના આખા શરીરે જે પરસેવો છુટયો હતો તે પરથી લાગતું હતું કે વરૂઓ જોડે લગભગ ઘણા સમયથી તે લડી રહી હશે. છોકરી એક અને પેલાં વરૂઓ પાંચ હતાં. વરૂઓ નજીક આવી પેલી જીપ્સી પર હુમલો કરે તે પહેલાં મારી ડાંગ સાથે છોકરીને પાછળ હઠવાની ઇશારત કરી હું એ વિકાળ પ્રાણીઓની વચમાં કુદી પડયો. અને ઉપરા ઉપરી લાઠીના દાવ ખેલી બે વરૂને તો ત્યાંને ત્યાંજ સ્વધામ પહોંચાડી દીધા. પણ ત્રણની જોડે મારે લગભગ અડધા કલાક સુધી ભયંકર ઝપાઝપી કરવી પડી.

વરૂ બહુ વિક્રાળ પ્રાણી હોય છે. અને જ્યારે ભૂખ્યું થાય છે ત્યારે તે અસાધારણ ઝનુની બને છે. મારે મારી ગરદન પર ઉડીને ચોટતાં એ ત્રણ વરૂઓને દૂર રાખવા ખૂબ સપાટાથી લાકડીના પટા ખેલવા પડયા હતા. આખરે ત્રીજું વરૂ જમીન દોસ્ત થયું અને કોઇ માથાનો દુશ્મન સામો મળ્યો છે. તે જાણી બાકીના બે વરૂઓ જંગલમાં નાઠા અને અલોપ થઇ ગયાં. વરૂઓ ગયા પછી હું એટલો તો થાકી ગયો હતો કે લાઠી બાજુમાં નાખી પેલા તંબુ આગળ પડેલી એક પેટી પર ધબ દઇને બેસી ગયો. પેલી જીપ્સી છોકરી મારો ઉપકાર માનવા મારી નજીક આવી. હુંગેરીની ભાષા હું સમજી શકતો નથી, તે જોઇ તેણે ઇશારતથી જ આસમાન તરફ આંગળી કરી તેણે મને કહ્યું કેઃ "ઇશ્વરેજ તમને મારી મદદે મોકલ્યા" અને પેલાં વરૂઓ તરફ આંગળી બતાવી. અને એક હાથ તેનાં મોઢાં તરફ લઇ જઇ હું ન આવ્યો હોત તો તે અને પેલું નાનું છોકરૂં પેલા વરૂઓનો ખોરાક થઇ જાત તે ખ્યાલ તેણે મને આપ્યો. મારો ઉપકાર માનવાની વિધિ પૂરી થયા પછી તે તંબુમાંથી એક ટુવાલ લઇ આવી, અને મારા મ્હોં પરનો પરસેવો પોતાના હાથે લુછયો અને મારો ડગલો જે વરૂઓ ચારે બાજુએ વળગવાથી ચીરાંડીયાં થઇ ગયો હતો, તે કઢાવી હોટલ સુધી પહેરવા માટે મને બીજો એક જુનો ડગલો આપ્યો અને ઇશારતથી સમજાવ્યું કે સાંજે આવી તે એ પાછો લઈ જશે.

હું મારા ફાટેલા ડગલાને બગલમાં મારી એ છોકરીએ આપેલો ડગલો ઓઢી હોટલમાં જવા તૈયારી કરતો હતો ત્યાં તે છોકરીએજ મને રોકયો અને ઇશારતથી મને સમજાવ્યું કે પોતે મારે માટે ચા તૈયાર કરે છે.

એ જીપ્સી છોકરી આપણા દેશનીજ કોઇ વતની હોય તેમ લાગતું હતું. રંગીન ચણીયો તેણે પહેર્યો હતો. તેના પર રેશમી

પહેરણ હતું, બદન ઉપર ઉનનો હાફકોટ હતો. માથું ઉઘાડું હતું, અને ગળા પર રેશમી રૂમાલ બાંધ્યો હતો. ખુલ્લી હવામાં ફરવાથી જીપ્સીઓનાં બદન ઘાટીલાં બને છે. સ્પેનમાં અને હંગેરીમાં પણ મેં જોયું તો તે દેશની યુવતિયો કરતાં જીપ્સી યુવતિયો જુદી તરી આવે છે.

એ જીપ્સી છોકરી જેનું નામ લયલા હતું તે મારે માટે ચા બનાવી લાવ્યા પછી મેં જવાની રજા લીધી. હોટલોમાં મેં ઘણી જાતના ચા પીધા છે. પેરીસ, બર્લીન અને લંડનની બાદશાહી હોટલોમાં કિંમતીમાં કિંમતી ફરનીચર વચ્ચે મેં ચાને ઇન્સાફ આપ્યો છે. પણ આજે બપોરે લયલાએ મને જે ચાનો પ્યાલો આપ્યો, તેવો સ્વાદિષ્ટ ચા મેં કયાંય પણ જીંદગીભરમાં ચાખ્યો નથી. કારણ એ ચામાં એ અહેશાનમંદ છોકરીના જીગરનો ઉમળકો હતો, એ ચામાં એક નાઝનીનની આભારની લાગણીની સાકર હતી.

" આંખો નચાવતી સુંદર સ્વરૂપવાળી ચાનો પ્યાલો લઇ લયલા મારી નજીક આવી. ત્યારે તેનું અદ્‌ભૂત લાવણ્ય અને અંધારી રાતે ચમકતા તારા જેવી તેની મોટી કાળી કાળી આંખો જોઇ મારા દીલમાં કંઇ કંઇ લાગણીઓ થવા લાગી એ આંખોમાં રોશની હતી. મારા હાથમાં ચાનો પ્યાલો આપતાં તે મારી સામે તાકીને જોઇ રહી. ત્યારે તેણીની આંખોમાંથી જાણે તીર છુટતાં હોય તેવો મને ભાસ થયો.

લયલાના હોઠ લાલ ચણોઠીના જેવા હતા, તેના કાન સુંદર છીપ જેવા હતા, અને તેમાં એરિંગની જગ્યાએ અકીકના બે મણકાઓ લટકતા હતા. તેના ગળામાં કાચના પારાની માળા હતી, હાથમાં રૂપાની બંગડીયો હતી, તેનાં ઘરેણાં અને આભુષણો સાવ સાદાં હતાં, પણ એ સાદાઇમાં પણ તેનો ઠસો અને રૂવાબ કોઇ રાણી જેવો હતો.

જીપ્સીઓ કુદરતનાં બાળકો છે. આસ્માનની છત અને અવનિની સાદડીને છત્રીપલંગમાંની ખુલ્લા મેદાનમાં, ખુલ્લી હવામાં, બરફ, વર્ષાદ કે તડકાની પરવા કર્યા વગર આ લોકો સુવે-બેસે છે. જે ઋતુમાં બીજી જાતો ઘરની બહાર પણ ન નીકળી શકે તેવી ઋતુમાં આ જીપ્સીઓ અર્ધા ઉઘાડા ગમે ત્યાં ફર્યા કરે છે.

લયલાની રજા લઇ હું મારી હોટેલમાં આવ્યો અને હજી તો લુગડાં બદલી મારા રૂમમાં આરામ ખુરશીપર બેસી છાપું વાંચવાની તૈયારી કરૂં છું, ત્યાં મારા રૂમના બારણાની બહાર ટકોરો થયો. બારણું ઉઘાડી જોઉં છું તો લયલા અને તેની જોડે એક બીજો વૃદ્ધ જીપ્સી હતો. તે મારો ઉપકાર માનવા લયલાની જોડે હોટેલમાં આવ્યો હતો. હોટેલના એક માણસ મારફત મેં એ બુઢ્ઢા જોડે વાતચીત કરી, બુઢ્ઢાએ પોતાની દીકરી લયલા અને પોતાના દીકરાના દીકરાને વરૂઓના જડબામાંથી બચાવવા માટે મારો ઘણો ઉપકાર માન્યો. એ વખતેજ હું સમજી શકયો કે, પેલું જીપ્સી-ઓની છાવણીમાં જે નાનકડું છોકરૂં ઘોડીયામાં હતું, તે લયલાના ભાઇનું બાળક હતું. એ બાપ દીકરીને મેં મારા ઓરડામાં બોલાવી કોફી અને કેકથી તેમનું સ્વાગત કર્યું. લયલાએ મને આપેલો ડગલો મેં તેને પાછો આપ્યો, અને સાથે સાથે મારો એક જુનો ડગલો હતો તે પેલા બુઢ્ઢાને પહેરવા આપ્યો. બુઢ્ઢો તો મારી આ ઉદારતા જોઇ ખુશ ખુશ થઇ ગયો અને આઠેક દિવસ પછી પોતાને ત્યાં લયલાના જન્મ દીવસની ખુશાલીમાં મને જમવાનું આમંત્રણ આપ્યું જે મેં ઉપકાર સાથે સ્વીકાર્યું, અને બાપ દીકરી જતાં હતાં ત્યાં કોણ જાણે મને શું ધુન ચડી ગઇ તે મારી ટ્રંકમાંથી પેરિસથી લીધેલી એક મોતીની માળા મેં કાઢી લયલાના ગળામાં નાંખી અને તેને કહ્યું કે: "તારા જન્મ દીવસની આ મારી ભેટ હું તને

આપું છું.” લયલા અને તેનો બુઢ્ઢો બાપ અજાયબીથી મારી સામે જોઇ રહ્યા. આંખોના ઇશારાથી બન્ને જાણે કંઇ કંઇ વાતો કરી નાખી. અને પછી કંઇ નિશ્ચયપર આવી હોય તે પ્રમાણે માથું હલાવી લયલાએ તેનો જમણો હાથ મારા તરફ ધર્યો અને મેં બે હાથ વડે એ નાજુક હાથને પકડી પૂજ્યભાવથી મારી આંખોએ લગાડયો.

× × ×

**લયલાના** જન્મ દિવસની ઉજાણીનું દ્રશ્ય હું જીંદગીમાં કદી નહિ ભૂલું. એ દિવસે કુદરતેજ જાણે લયલા પર મહેર કરી હોય તેમ શીયાળો હોવા છતાં આસ્માન સ્વચ્છ હતું. તેના કાળા ઘુમ-ટમાં તારાઓ ટમટમી રહ્યા હતા, જીપ્સીની છાવણીની આજુબાજુ સંખ્યાબંધ મશાલો ચેતાવી પ્રકાશ કરવામાં આવ્યો હતો, અને ટાઢ ઉડાડવા માટે છાવણીથી દૂર એક મોટી તાપણી આપણે ત્યાં હોળી પ્રગટાવવામાં આવે છે, તેવી તૈયાર કરવામાં આવી હતી. દેખાવ કોઇ સુંદર ચિત્ર જેવો લાગતો હતો.

તે દિવસે મને ખબર પડી કે લયલાવાળી જીપ્સીની છાવણીમાં બૈરાં, છોકરાં અને પુરૂષો મળીને લગભગ ત્રીસ માણસો હતાં. છોક-રાંઓએ અને સ્ત્રીઓએ પોતાનો સારામાં સારો પોષાક પહેર્યો હતો. બે ત્રણ જીપ્સી મર્દો ફીડલ અને વાંસળી જેવા વાદ્યો ઉપર સંગીત રેલાવી રહ્યા હતા. એક જીપ્સી ઢોલક વગાડતો હતો, અને જીપ્સી યુવાનો અને યુવતિઓનું ટોળું પેલી તાપણીની આજુબાજુ નૃત્ય કરી રહ્યું હતું.

યુરોપમાં વસવા છતાં આ જીપ્સી જાતે પોતાનું સંગીત અને નૃત્ય જાળવી રાખ્યાં છે. જીપ્સી વાયોલીન વગાડનારાઓ સાંભળ-નારાઓના દિલ હલાવી નાખે તેવા સૂર તેમાંથી કાઢે છે. અને જે ભાવનું ગીત ચાલતું હોય એજ ભાવો વગાડનારના મ્હોંપર વારા-

ફરતી આવે છે. કવચિત જાણે મહાસાગર ઉલટયો હોય, જાણે વાવાઝોડું થતું હોય તેવા સૂરો ફીડલ અને વાંસળીમાંથી નીકળે છે અને તે વખતે વગાડનારનો ચ્હેરો રૌદ્રસ્વરૂપ ધારણ કરે છે. એ વખતે એ જીપ્સીઓની કાળી કાળી આંખો અજબ આવેશથી ચમકે છે.

કોઇ ઇશ્કની ચીજ ગાતાં જીપ્સી વગાડનારાઓનાં મ્હોંપર સ્મિતની રેખાઓ પ્રસરે છે. અને સાંભળનારાને પણ લાગે કે વગાડનારની ફીડલમાંથી કોઇ ઘાયલ પ્રેમીના દીલના તાર ઝણઝણી રહ્યા છે. કોઇ કોઇ વખત જીપ્સીઓની ફીડલ અને પાવો દૂર દૂરના તેમના વતનની યાદ આપતા હોય તેવા ગેબી અને ગહન સૂરો કાઢે છે.

જીપ્સી સ્ત્રીઓને મધ્ય યુરોપમાં 'રસ્તાની રાણી'ના ઉપનામથી બોલાવવામાં આવે છે તે બરાબર છે. સંગીત સાથે તાલબદ્ધ હાથમાં ઘુઘરાઓ વગાડતી અથવા તો લાકડીઓના કટકાથી તાલ દેતી એ જીપ્સી રમણીઓ અદ્દ્ભુત નૃત્ય કરી રહી હતી. તાપણીની આસપાસ ગોળ ફેરફુદડી ફરતાં તેમના અંગેઅંગ તાપણીના પ્રકાશથી ઓર આકર્ષક લાગતાં હતાં. તેમના કાળા વાળોની લટો નાગણોની માફક હવામાં ઘુમી રહી હતી. તેમની કાળી કાળી આંખો નૃત્ય કરી રહી હતી. તેમના પરવાળા જેવા હોઠની વચ્ચેથી કોઇ મધુરાં ગીતની કડીયો બોલાઇ રહી હતી. તેમના અંગેઅંગમાં ઉલ્લાસ, સ્ફુર્તિ અને ચપળતા હતી, અને નાચતી વખતનો દરેક દરેક અંગમરોડ આકર્ષિક અને દિલજીત હતો.

મને છાવણીમાં ખાસ માન આપવા એક મોટી ખુરશી પર બેઠક આપવામાં આવી હતી. મારી નજર, હું સંયમ રાખવા ઘણો પ્રયત્ન કરતો હતો, છતાં લયલા તરફ ચોંટેલીજ રહેતી હતી. એ રાત્રે લયલા મને રૂપસુંદરીઓની રાણી સમાન લાગી. તેના બદનમાં હરણ જેવી ચપળતા હતી. તેની આંખમાંથી હાસ્યના ફુવારા ઉડતા. તેણે રેશમી વસ્ત્રો પરીધાન કર્યા હતા. એટલે મને તો તેને જોઇ

આપણા ગુજરાત કાઠીઆવાડની કોઇ યુવતિ ગરબે રમતી હોય તેવો ભાસ થયો, મને વધુ આનંદ તો તે જોઇ થયો હતો કે તેણે ગળામાં મેં ભેટ આપેલી પેલી મોતીની માળા પહેરી હતી.

નાચતી વખતે તેની પણ આંખો વારંવાર મારી સામે જોતી અને એ આંખોથી જાણે મને સંદેશા મોકલતી હોય, મને કંઇ કંઇ કહી નાખતી હોય તેમ લાગતું હતું.

થોડીવાર નૃત્ય બંધ થયું અને ખાણીપીણી ચાલી. જમીન ઉપર સાદડી બીછાવી આપણી હિંદુસ્તાનની ફેશનથીજ જીપ્સીઓ જમવા બેઠા. એક મોટા થાળમાં મારે માટે, રોટી, તરકારી, ચા અને બીજી વાનીયો લયલા લઇ આવી હું થોડું તેમાંથી ચાખું તે પહેલાં લયલા પણ મારી સાથે જમવા બેસી ગઇ. એ જોઇ બીજા જીપ્સીઓએ તાળી પાડી હર્ષના પોકારો કર્યા, પણ એ શું બન્યું હતું તેનું રહસ્ય મેં પાછળથી જાણ્યું.

જમવાનું પુરૂં થયા પછી ફરી પાછું નૃત્ય શરૂ થયું. આ વખતે જીપ્સી સ્ત્રીઓ હાથમાં ફુલોના હાર લઇ નૃત્ય કરવા લાગી, લયલાના હાથમાં પણ ગુલાબ અને વાયોલેટ ફુલનો હાર હતો. નૃત્ય અડધું ચાલ્યું હશે, ત્યાં લયલા મારી આગળ દોડતી આવી અને એક પુષ્પનો હાર મારા ગળામાં આરોપી દીધો. મોડી રાત્રે નાચ ગાન બંધ થયા અને જેવો હોટેલ તરફ જવાની તૈયારી કરૂં છું, ત્યાં એક કદાવર જીપ્સીએ આગળ આવી મને ખબર આપી કે: " જરા થોભો તમારી પત્ની તમારી સાથે આવે છે. "

હું ચમક્યો ! પત્ની કેવી, વાત કેવી ? હું તો આ જીપ્સીઓના ઉત્સવમાં એ લોકો નાચ કેમ કરે છે તે જોવા આવ્યો હતો. પેલો જીપ્સી કે જે ફ્રેંચ ભાષા બોલી શકતો હતો, તેને મેં કહ્યું કે: " ભાઇ એ મારી પત્ની છે નહિ. હું તો એકલો આવ્યો છું ત્યાં પત્ની ક્યાંથી ફુટી નીકળી ? "

પેલાએ શરમાતી અને અડધી હસતી લયલાને ટોળામાંથી બહાર ખેંચી મારી આગળ રજુ કરી અને કહ્યું કે: "સરદાર આજ તમારી પત્ની! તેના અને તમારાં લગ્ન અમારી રીત પ્રમાણે અહીંયા અત્રે અમારા બધાંની હાજરીમાં અગ્નિદેવ અને આસ્માનની સાક્ષીએ થઇ ગયાં છે. તે તમારી સાથે જમવા બેઠી હતી તે તમારી ધણીયાણી તરીકે."

"પણ મેં એને કંઇ વચન આપ્યું નથી અને મ્હારા અને તેના વચ્ચે લગ્નની કશી પણ વાતચીત થઇ નથી." મેં ખુલાસો કરતાં કહ્યું.

"તમે તેને મોતીની માળા આપી ત્યારથીજ તમારી જોડે એનાં વેવિશાળ થઇ ગયાં હતાં. અમારા જીપ્સીઓના રીવાજ પ્રમાણે એક જીપ્સી કુમારીકાને પરાયો માણસ પૈસા આપી શકે, પણ તેણીના આશક સિવાય કોઇ તેને દાગીનો ન આપી શકે. તમે તેને મોતીની માળા આપી ત્યારથીજ લયલાએ તમને તેના આશક અને ખાવિંદ તરીકે સ્વિકાર્યાજ છે. અને અમારી જીપ્સી છોકરીઓ અમારા ટોળાંની બહાર અમે કોઇને પણ આપતા નથી. પણ તમે જે અસારણ શૂરાતન બતાવી મારા નાનાં બાળક અને લયલાને વરૂઓના ડાચામાંથી બચાવ્યા તેની પીછાણ કરવા અમે સૌએ આ લગ્નને અનુમતિ આપી છે. અને તેથી હવે તમારે લયલાને સ્વિકારેજ છુટકો."

"પણ મારી પરણવાની મરજી ન હોય તો?" મેં પુછ્યું.

પણ મારા એ પ્રશ્નના પ્રત્યુતરમાં છાવણીમાંના ડઝન જીપ્સી યુવાનોની કમરેથી ખંજરો બહાર ચમકયાં અને પેલો કદાવર જીપ્સી જે લયલાનો મોટો ભાઇ હતો, તેણે મને ગંભીર સ્પષ્ટ અને અર્થસૂચક સ્વરે કહ્યું કે: "જો તમે લયલાને સ્વિકારવા ના પાડશો તો અમારૂં ભયંકર અપમાન લેખાશે અને એ અપમાન ધોવા માટે તમારા લોહીથી આ ખંજરો અમારે ધોવાં પડશે.!"

હું ગુંચવાયો. એક તરફ ડઝન ખુનખાર ખંજરો હતાં, બીજી તરફ સૌંદર્યમૂર્તિ લયલા હતી ! ખંજરને બદલે મેં લયલાને પસંદ કરી તેનો હાથ પકડી હોટેલ તરફ હું ચાલવા લાગ્યો. જીપ્સીયોનું ટોળું ફીડલ વગાડતું અને વાંસળીમાંથી આનંદના શૂર કાઢતું હોટલ સુધી મને વળાવવા આવ્યું. હોટલનો બુઢ્ઢો મેનેજર બારણું ઉઘાડતાં મને લયલા સાથે જોઇ ચમકયો. મેં ટુંકમાંજ ખુલાસો કર્યો કે: "કાકા હું પરણ્યો ! ઓચિંતો પરણ્યો ! વધુ ખુલાસો સવારે કરીશ પણ અત્યારે મને કોઇ સારા અને મોટા રૂમની ગોઠવણ કરી આપો."

× × ×

બીજે દીવસે મેં હોટલના મેનેજરને શું બન્યું હતું તે વાત કરી, અને તેમણે મને કહ્યું કે: "લગ્ન કરી નાંખ્યાં તે સારૂ કર્યું બાકી જીપ્સીયો જોડે જો વેર બાંધ્યું હોત તો તું જીવતો એ લોકોની છાવણીમાંથી હોટલમાં આવી ન શકત." હોટલના માલીક એ ફ્રેડ્રીક કાકાએ સાથે સાથે એ પણ ખુલાસો કર્યો કે: "છોકરી સારી છે. અને જીપ્સી સ્ત્રીઓ પરણ્યા પછી પતિ તરફ બહુજ વફાદાર રહે છે, અને ન ફાવે તો ત્રણ વર્ષ પછી જીપ્સી ટોળાના શેખને કહી તું છુટા છેડા મેળવી શકે છે. એ લોકોમાં કોઇ જોડાંને એક બીજા જોડે બને નહિ, તો પરણ્યા પછી ત્રણ વર્ષ પછી એ ખુશીથી છુટા થઇ શકે છે. પણ એ છુટા થતાં પહેલાં તેમણે તેમના સરદારની પરવાનગી લેવી પડે છે."

લયલાને મેં હંગેરીની બીજી સ્ત્રીયો પહેરે છે તેવો પોષાક કરાવી આપ્યો અને એ પણ મને અનુકુળ થવા દરેક રીતે પ્રયત્ન કરતી હતી. પણ મને લાગ્યું કે ખુલ્લી હવામાં ફરનાર એ કુદરતની બાલીકાને બંધીઆર ગૃહજીવન ફાવતું નહતું. મેં એ પણ જોયું કે એ જીપ્સી છોકરીમાં ઉંડી ઉંડી હિંદુસ્તાનની સ્ત્રીયોની

પતિ ભક્તિ હતી. આખો દિવસ પંખેરાની માફક એ નાચકુદ કરતી હતી અને રમતી; પણ રાત્રિને વખતે એક આર્ય સ્ત્રીની માફક મારા પગ દાબવા તત્પર થતી.

અમને બંન્નેને લાગ્યું કે હોટલમાં રહેવાથી અમે અકુદરતી જીવન ગાળીયે છીયે. બે ત્રણ વર્ષ મારે તેના ખાવિંદ તરીકે તેની સાથે રહેવુંજ પડશે. તો શા માટે જીપ્સી તરીકે હું પણ તેમના જેવું જીવન ન ગાળું? મારે મુંબઇની પેઢી તરફથી મધ્ય યુરોપના ઓસ્ટ્રિયા, સર્વિયા, બલ્ગેરીયા વગેરે દેશોમાં ફરવાનું હતું. તો આ જીપ્સી ટોળી જોડે ફરવાથી એક બાજુ મારૂં કામ કરી શકું. અને બીજી બાજુ જીપ્સીઓના જીવનનો અભ્યાસ કરી શકું. તે બન્ને કામ સાથે સાથે થાય તેમ હતું. મેં એ પણ જોયું કે હોટલમાં રહેવાથી મને અનુકુળ થવા લયલા ગમે તેવો પ્રયત્ન કરતી છતાં ખુલ્લી હવાની ઉણપને લીધે તેના ગાલ પરની સુરખી ઉડી જવા માંડી હતી.

એક સવારે નિશ્ચય કરી લયલાને સાથે લઇ હું જીપ્સીઓની છાવણીમાં ગયો, અને તેમનાં વડાને મારે પણ તેમની સાથેજ રહેવું છે એ નિશ્ચય જાહેર કર્યો. જીપ્સીનો વડો અમારા નિશ્ચયથી ખુશ ખુશ થઇ ગયો. મેં તેમની શીગરામો સમરાવી આપી. મારે મારા અને લયલા માટે એક ખાસ ગાડી, ચામડાની બેઠકોવાળી, દીવાનખાના જેવી તૈયાર કરાવી. મેં પણ જીપ્સીનો પોશાક ધારણ કર્યો. અને અમે માટી, બૈયરે એ જીપ્સીઓની છાવણી સાથે હુંગેરીમાં પરિભ્રમણ શરૂ કર્યું. એક બે દીવસ તો નવું નવું લાગ્યું. પણ પછી તો રસ્તાપરનાં એ જીવનમાં મને મઝા આવવા લાગી. મને લાગ્યું કે ખરેખરૂં કુદરતી જીવન એજ હતું, સવારમાં સૂર્યોદય વખતે અમે ઉઠતાં. પુરૂષ વર્ગ પોતાની વાંસળીયો અને ફીડલ લઇ ગામોમાં કમાવા જતા. હું દરેક ગામમાં મારા ધંધાને અંગે વેપારીઓને

મળી આવતો. બપોરે બધા છાવણીમાં એકઠા થતા. સ્ત્રી વર્ગ જાત જાતના પક્વાનો તૈયાર કરે તેને ઇન્સાફ આપતા. જીપ્સી ખાણું, સાદું પણ અત્યંત સ્વાદિષ્ટ હોય છે. અને તે ખાતાં આપણા હિંદુસ્તાનનું ખાણું ખાતા હોઇએ તેવો ભાસ થાય છે.

જીપ્સીઓની સાથે રહેતાં યુરોપમાં જાણે આપણા હિન્દીઓની વચમાં રહેતો હોઉં તેમ મને લાગતું. રાત્રે જીપ્સી છાવણીમાં પાઇપ ફુંકતાં અમે ખુરશી પર બેઠા હોઇએ ત્યારે કચ્છ, કાઠીયાવાડના કોઇ ફળીયામાં બેઠા હોઇએ તેવું લાગતું.

મારી અટકળ એ છે કે હિંદુસ્તાનમાં વણઝારા કરીને જે જુના જમાનામાં એક જાત હતી અને જે ગામેગામ પોઠીયા લઇને વેપાર કરવા ફરતી તે વણઝારાનું એક ટોળું ફરતું ફરતું ઇરાનને રસ્તે યુરોપના જુદા જુદા દેશમાં ફેલાયું હતું. સંગીત અને નૃત્ય આ જીપ્સીઓને જાણે વારસામાં મળ્યું હોય તેમ લાગતું. ઉપરાંત જીપ્સી મર્દો હામ, વાસણો સાંધવાની, ગાડીયો સમી કરી આપવાની કેટલીક કામગીરી જાણતા. તેમજ જીપ્સી સ્ત્રીઓ હસ્ત રેખાઓ સારી જોઇ શકતી અને કેટલીક જીપ્સી સ્ત્રીઓને તો આપણા દેશની હિન્દુ રીત પ્રમાણે સાંમુદ્રીક શાસ્ત્ર જાણતી મેં જોઇ છે.

લયલા અને તેના કુટુંબ સાથે હું ત્રણ વર્ષ યુરોપના જુદા જુદા શહેરોમાં ભટકયો. મને એ જીવન માફક આવી ગયું હતું અને તબીયત પણ લાલ ગાજર જેવી થઇ ગઇ હતી. જીપ્સી સ્ત્રીઓનો પ્રેમ–દીલનો ઉમળકો–જવાળામુખી જેવો હોય છે. એ લલનાઓ કુદરતના જેવીજ મનસ્વી હોય છે. રીસાઇ પણ જલ્દી જાય તેમ રીઝતાં પણ વાર નહિ. ચીડાય કે ગુસ્સે થાય ત્યારે જીપ્સી લલનાની આંખોમાંથી ખંજર વરસે. રીઝાય ત્યારે તેમના પ્રેમનો ઉમળકો તમને ગુંગળાવી નાખે. હેત પ્રીતિ એ બધામાં

તે દીલનાં ખરાં નિખાલસ ભાવથી વર્તે, અને છેડાય ત્યારે પોતાના પ્રિયતમને પણ ખંજર મારી દેતાં તેને વાર ન લાગે. છતાં જીપ્સી છોકરીઓમાં એક ગુણ હોય છે. જેની સાથે દીલ મળ્યું હોય તેને તે હંમેશ વફાદાર રહે છે.

અમારી વણજાર વિએનામાં હતી. ત્યાં ઓચિંતા એક દીવસ તાવ આવવાથી લયલા ઘણી ઘણી સારવાર છતાં અને તુરતા તુરત હોસ્પીટલમાં લઇ જવા છતાં એ મારા દીલને કકળતું મૂકી સ્વર્ગે સંચરી. અને હું પણ દુઃખી દીલે મારી નાની બુચીને તેના દાદાને સોંપી તેને માટે ભરણપોષણ અને કેળવણીની જોગવાઇ કરી યુરોપ છોડી મુંબઇ ચાલી આવ્યો. હજુ પણ જ્યારે જ્યારે હું ગેરીનો વિચાર કરૂં છું ત્યારે કાળી કાળી આંખોવાળી, નાગણ જેવા અંબોડાવાળી, હરણ જેવી ચપળ, ચીડાય ત્યારે વાઘણ જેવી વિકાળ, રીઝે ત્યારે કબુતર જેવી પ્રેમાળ અને આનંદમાં હોય ત્યારે મેના જેવી સંગીત છેડતી એ જીપ્સી યુવતિ લયલા મને યાદ આવે છે. બે અઢી વર્ષ મેં પરણીત જીવન લયલા સાથે ગાળ્યું પણ એ આખો સમય અમે બન્ને જાણે બાળકો હોઇએ અને રમત ગમતમાંજ જીવન વ્યતીત કરતા હોઇએ એમ મને લાગ્યું હતું. અને લયલા જીવતી રહી હોત તો ત્રણ વર્ષ પછી તેનાથી હું છુટાછેડા કરી શકતે કે કેમ તે કહી શકતો નથી.

# કોસેક કન્યા

**સ**રદાર **ચીનની** ઉત્તર અને રશિયાની દક્ષિણે આવેલા તાર્તાર મુલકમાં ગયા હતા ત્યારે હાશમભાઇ પણ તેમની સાથે હતા. ચીનની ઉત્તરે વેપાર અર્થે મંચુરીઆમાં ફરતા ફરતા એ બન્ને બીરાદરો ચીનની ઐતિહાસીક ભીંત ઓળંગી તાર્તાર અથવા તો જેને કેટલાકો મંગોલ કહે છે, એ લોકોના પ્રદેશમાં પહોંચી ગયા હતા.

આ તાર્તાર જાત સપાટ મેદાનોમાં હજુ પણ સદીઓ પહેલાંના માણસ જાતના વડવાઓની ગાફેલ તંબુમાં ખુલ્લા મેદાનમાં છાવ-

જગતમાં જે મહાન યોદ્ધાઓ અને સેનાપતિઓ—એલેકઝાન્ડર, જુલીયસ, સીઝર અને નેપોલીઅન બોનાપાર્ટ—થઇ ગયા તે બધાને એક બાજુએ બેસાડી દે એવો આ બહાદુર અને પરાક્રમી જંગસી-ખાન હતો. તાર્તાર મુલ્કના વિકાળ એ જંગલી તાયફાવાળાઓને એકત્રીત કરી એક ઝુંડા નીચે આણ્યા હતા. તેનું અશ્વદળ જે પ્રદેશ ઉપર ઉતરી પડતું તે પ્રદેશ તારાજ થઇ જતો. શહેરોની જગ્યાએ સપાટ મેદાનો થઇ જતાં. નદીઓના પ્રવાહો પણ તેના સૈન્યની ભરતી સામે જાણે ગદલાઇ જતાં. યુરોપ અને મધ્ય એશીયાના લોકો સદીઓ સુધી જંગીસખાન અને તેના વિકાળ તાયફાવાળાઓને કુદરતના કોપ સમાન લેખતાં.

એ જંગીસખાનનો પૌત્ર કુબ્લાઇખાન ચીનનો શહેનશાહ થયો હતો. તેનોજ એક વારસ તૈમુર અને તેની છટ્ટી પેઢીએ થએલો બાબર બુખારા અને સમરકંદને રસ્તે હિન્દમાં આવ્યો હતો, અને પાણીપતના મેદાનમાં હિન્દના તે વખતના દીલ્હીપતી ઇબ્રાહીમ લોદીને હરાવી દીલ્હીમાં મધ્યકાળમાં જેની જાહોજલાલીથી જગત-ભરના દેશો ચકિત થતા એવો મોગલ રીયાસતનો પાયો હિન્દમાં નાખ્યો હતો. આવા વિકાળ તાયફાવાળાઓની વચ્ચે આપણા હાશમભાઇ અને સરદાર સાહેબ વેપલો કરવા પહોંચી ગયા હતા. પણ તાર્તાર ખાનને તેમનું વર્તન એક દિવસે કૈંક અણઘટતું લાગતાં લુંટાઇ જઇ કેદી બન્યા હતા. અને આખરે સરદારની ચાલાકી,

ઘોડેસ્વારી અને ઘોડાઓની તેમની પારખની કુશળતાથી તાર્તાર ખાને તેમને છુટા કર્યા હતા, પણ તે એવી શરતે કે કેટલાક સમય સુધી અમારે એ તાર્તાર તાયફાવાળાઓ જોડે સીપાઇ તરીકે કામ કરવું.

વેપારનું તો ઉઠમણું થઇ ગયું હતું. અહિં જ્યાં સુધી જીવતા રહીએ ત્યાંસુધી જે જોવાય તે જોઇ લેવું અને લાગ ફાવે તો પલાયન કરી જવું તે ન્યાયે અમે તાર્તારોની ભેગા તેમના જેવાજ બની ગયા હતા. દરરોજ સવારે દહીં, છાશ અને રોટલાનો નાસ્તો કરી દી' ઉગતાં પહેલાં ઘોડાઓ લઇ દૂર દૂર મેદાનોમાં નીકળી પડતા. ઘોડાઓ તથા છાવણીનાં બીજાં ઢોરઢાંખર માટે ઘાસ કાપી લાવતા તેમ કોઇ કોઇ વખત આજુબાજુના પ્રદેશો પરના ગામડાઓમાં ધાડ પાડી ચોરી ચપાટી કરી લાવતા. તાર્તાર લોકોની મુખ્ય દૌલત તેમનાં ઢોરઢાંખર અને ખાસ કરીને ઘોડાઓ હતી. તેમના ફેલ્ટના તંબુઓમાં શીયાળાના દિવસોમાં જ્યારે આજુબાજુના પ્રદેશ પર બરફ જામ્યો હોય અને બહાર ખુલ્લા મેદાનમાં પવનના સપાટા ચાલુ હોય ત્યારે માણસોની ભેગાં ઘોડાઓ અને વછેરાંઓ પણ તંબુમાં કુટુંબનું જાણે એક અંગ હોય તેમ ઘુસી જતાં. વસંત ઋતુમાં આ તાર્તાર તાયફાવાળાઓ શીકાર કરવા નીકળતા. તાર્તાર ઘોડેસ્વારો ઘોડાઓપર સ્વાર થઇ એક હાથમાં લાંબા ભાલા અને બીજા હાથપર બાજ પક્ષી બેસાડી શીકારગાહે નીકળતા.

તાર્તાર ઘોડે સ્વારો જેવા કુશળ સ્વારો મ્હેં દુનીયાના કોઇપણ દેશમાં જોયા નથી. ઘોડો અને સ્વાર એટલા બધા હળી ગયા હોય છે કે તંબુમાંથી બહાર નીકળી એક તાર્તાર ઘોડાનું નામ લઇને બોલાવે કે તરતજ તે ઘોડું જાણે સમજાણું માણસ હોય તેમ ખદુક ખદુક કરતું પોતાના સ્વાર આગળ આવી ઉભું રહે. અને ઘણી વખત ઘોડાની પીઠપર જીન પણ નાખવાની પરવા કર્યા વગર તાર્તાર

સ્વાર તે પર કુદકો મારી બેસી જાય. દૂરની મજલ કરવી હોય ત્યારે તેના પર ઘેટાંના ચામડાનું પલાણ નાંખે. કલાકો તો શું પણ દિવસોના દિવસો સુધી ઘોડાની પીઠપર બેસી રહેતાં આ તાર્તારો થાકતા નથી.

તાર્તાર રમણીઓમાં ચીનની સ્ત્રીઓ કરતાં વધારે છુટ મ્હેં જોઇ હતી. લુંટફાટ અને શીકારોમાં પુરૂષો ધ્યાન આપે ત્યારે છાવણીમાંના માણસોની ભોજન વ્યવસ્થા, તેમના સુવા બેસવાની વ્યવસ્થા, ગાયો દોહી દહીં બનાવવું, ઘર અને તંબુઓ સાફસુફ રાખવા એ કામ સ્ત્રીઓ કરતી. એ કામ કરવા ઉપરાંત આ તાર્તાર રમણીઓ ફુરસદના વખતમાં રૂ કાંતવાનું અને ફ્રેલ્ટ નામનું કપડું તૈયાર કરવાનું પણ કામ કરતી.

ઉત્તર પ્રદેશમાં રહેતી હોવાથી આ તાર્તાર પ્રદેશની લલનાઓ જરા વધારે ગોરી, ઠીંગણી પણ મજબુત બાંધાની, લાંબા કાળા વાળવાળી અને બદામના આકારની આંખોવાળી હતી.

તાર્તાર ઘરમાં હંમેશાં જે વડીલ સ્ત્રી હોય તેનો અમલ ચાલતો. તાર્તાર ખાન પોતાની સ્થિતિ પ્રમાણે ચાર ચાર, પાંચ પાંચ અને છ છ બેગમો રાખતા, અને તેમાં જે સૌથી મોટી બેગમ હોય તે બીજી બેગમો ઉપર અમલ ચલાવતી. સામાન્ય સીપાહીઓ એક એક બેગમથી સંતોષ માનતા, પણ છાવણીમાંના સૌ બૈરાંઓ એકત્રીત થઇ લુગડાં વણવાનું કે ખોરાક તૈયાર કરવાનું કામ સાથેજ કરતાં.

તાર્તાર છોકરીઓ પણ તાર્તાર છોકરાઓ જેવીજ ખડતલ અને ઘોડે સ્વારીમાં કુશળ રહેતી. ખરૂં કહીએ તો તાર્તાર પોરી-યાઓ ઢેંગુજી જેવા જરા જરા ચાલતાં શીખે કે પહેલું કામ ઘોડાપર બેસવાનું કરતા. ત્યાંના પોરીયાઓ ઘોડાની યાળ પકડી કુદકો મારી તેની પીઠપર બેસી ઘોડાને ચક્કર ચક્કર ફેરવી પાછા

રબરના દડાની માફક જમીનપર કુદી પડતા. એ દેખાવ જોઇ મ્હને અને સરદારને આપણા ગુજરાતના શેરીમાં ઘોડા ગાડીઓ આવે તો ભડકીને ઘરમાં ભરાઇ જનારા ગુજરાતી પોરીયાઓ તેમજ મુડદાલમાં મુડદાલ ઘોડા શોધી તે પર બેસાડવામાં આવતા આપણા દેશના વરરાજાઓ ઘોડો જરાક ડોકી ઉંચી કરતાં ગભરાટમાં મ્હોડું ફાડી દેનારા યાદ આવતા.

તાર્તાર મુલકમાં લગ્નની રીત બહુ વિચિત્ર છે. કોઇ એક કન્યા ઉમર લાયક થાય ત્યારે તેની જોડે પરણવા ઇચ્છનાર યુવાનો તેના વડીલોને પૂછી તેની જોડે પરણવાની માગણી કરે. અડધો કે ડઝન જેટલા યુવાનોમાંથી પરણનાર છોકરી જે ત્રણ ચાર યુવાનોને પસંદ કરે તે બધા કોઇ શુભ ચોઘડીએ છાવણીની બહાર પોતાના ઘોડાઓ સાથે હાર દોર લાઇનમાં ઉભા રહે. તેમના શેખની આજ્ઞા થતાં કન્યા પોતાના ઘોડાપર સોળે શણગાર સજી હાથમાં અને ગળામાં પુષ્પોના હાર પહેરી અપ્સરા જેવી આગળ આવે અને શેખ તરફથી નીશાની થતાં પૂરપાટ પોતાનો ઘોડો દોડાવે. પેલા યુવાનો પણ તેની પાછળ પોતાના ઘોડાઓ દોડાવે. છોકરી પોતાની પાછળ પડનાર યુવાનોને ઘોડાપરથી ગબડાવી નાંખવા પ્રયત્ન કરે ત્યારે યુવાનો છોકરીને તેના ઘોડા ઉપરથી ઉંચકી લેવા કોશીષ કરે. જે યુવાન એ છોકરીને ઘોડા પરથી ઉંચકી લઇ શકે અથવા તો તેને હરાવી શકે તે તેનો ખાવિંદ થાય.

× × ×

એક દિવસે અમે જે છાવણીમાં હતા તે તાર્તાર લોકો, રશીયાની દક્ષિણે આવેલા ડોન પ્રદેશ પરના એક ગામડામાં છાપો મારી એ કોઝેક છોકરીને કેદી તરીકે ઉઠાવી લાવેલા. એ ઝપાઝપીમાં તાર્તારોમાંથી ઘણા માણસો મરાયા હતા અને કોઝેકો જોડેની ઝપાઝપીમાં અમારા છાવણીવાળાઓએ જે લૂંટ એ

ગામમાંથી કરી હતી તે એમને એમ પડતી મૂકી વીલે મોઢે એકલા પેલી છોકરીને લઇ પાછું નાસી આવવું પડયું હતું. એ છોકરીએ પણ કેદ થયા પહેલાં બે ત્રણ તાર્તારોને ખતમ કરી નાંખ્યા.

એવી કદાવર છતાં અદ્દભુત ખૂબસુરત છોકરી મ્હેં કદી જોઇ નથી. સવા પાંચ ફીટ ઉંચી, મજબુત બાંધાની, છતાં સપ્રમાણ અંગોવાળી, સોનેરી વાળ અને આસ્માની આંખોવાળી હતી. કેદી હોવા છતાં પણ કોઇ મોટા પ્રદેશની મહારાણી હોય તેવા ગૌરવ અને અભીમાનથી તે છાવણીમાં ફરતી. તેને ઉઠાવી લાવનારાઓએ તેને અમારી છાવણીના ખાનને નજર કરી હતી. ખાનનો વિચાર એ છોકરીની શાદી પોતાના પુત્ર સાથે કરવાની હતી. પણ તાર્તાર લોકોની રીત મુજબ ઉપર જણાવ્યું તેમ લગ્ન માટેની ઘોડેસ્વારીની કવાયત વખતે એ રાઠોડી બાંધાની છોકરીએ એકજ લાફાએ ખાનના પુત્રરત્નને ઘોડાના પલાણ સાથે ઘોડા ઉપરથી ખેંચી કહાડી ઉંદરડાની માફક ફગાવી દેતાં એ લગ્ન ફોક થયાં હતા. પોતાના પુત્રનું આવું અપમાન વૃદ્ધ ખાનને બહુજ સાલ્યું. તેણે છોકરાના બાયલાપણા માટે તેને ખૂબ ખૂબ ઠપકો આપ્યો. પણ ખાનની એટલી ખાનદાની કે પેલી કોઝેક છોકરીપરનો કેદનો જાપ્તો તેણે સખ્ત કર્યો પણ તેની મરજી વિના તેણે તેને કોઇની જોડે પરણાવી નહિ. ખાને છાવણીના યુવાનોને કહી દીધું કેઃ " જે યુવાન ઘોડેસ્વારીમાં જીતશે તેની જોડે તેને પરણાવવામાં આવશે એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત ખાન તરફથી પચાસ ઘોડાનું નજરાણું પણ મળશે.

ઘણા તાર્તાર યુવાનોએ એ કોઝેક છોકરી જેનું નામ લેંટેશા હતું તેની જોડે લગ્ન કરવા ઘોડે સ્વારીના દાવ અજમાવ્યા હતા, પરંતુ એ છોકરી એવી અઠંગ સ્વાર હતી કે કોઇપણ તેને હંફાવી શકતું નહિ. અને એ છોકરીની પાછળ પડનાર કોડ ભર્યા વર્ણાગીઓની ખુલ્લા મેદાનમાં ખાન અને તેના બીજા સરદારોનાં દેખતાં

જે વલે થતી તે પરથી કેટલાક નબળા પોચા તાર્તાર યુવાનોએતો લેટેશાનો હાથ મેળવવાનો વિચાર સુધાં માંડીજ વાળ્યો. આખરે છોકરી કોઇથી જીતાતી નથી તે જોઇ તાર્તારોના બુઢ્ઢાખાન જે સાઠ વર્ષની ભરતી છતાં ગરૂડ પક્ષી જેવી આંખોવાળા અને ચિત્તા જેવા ચપળ હતા, તેમણે પોતે ઘોડે સ્વારીમાં એ છોકરીને હરાવી પોતાની બેગમ બનાવવાનો નિશ્ચય જાહેર કર્યો.

ખાનના નિશ્ચયથી છાવણીમાં ખળભળાટ મચી ગયો. ખાનની જુની બેગમો એ નવી શોકય તરફ તિરસ્કારની દ્રષ્ટિએ જોવા લાગી. બેગમોને અને ખાનના બીજા માણસોને ખાત્રી હતી કે ખાન બિંદુ-ઇખાન કોઇ કામ હાથમાં લ્યે તો પાર પાડયા વિના પાછા ફરે તેવા નહોતા. બિંદુઇખાનના જુવાનીના જમાનામાં તેમની છાવ-ણીની આસપાસ સો, સો માઇલોના વિસ્તારમાં દુશ્મનો તેમનું નામ સાંભળી થરથરતા હતા. એ ખાન વૃદ્ધાવસ્થામાં પણ જુવા-નીના જુસ્સાથી ઘોડે સ્વારી કરી જાણતા હતા.

બુઢ્ઢા ખાન પોતાને શીકસ્ત આપવા તૈયાર થયા છે. તે જાણી પેલી કોઝેક છોકરી પણ હતાશ થઇ ગઇ હતી. તાર્તાર યુવાનોની તે પરવા નહોતી કરતી, પરંતુ જેમ હીરો હીરાને કાપે તેમ બહાદુર વ્યક્તિઓ સામેની શુરી વ્યક્તિને ઓળખી જાય છે.

લેટેશા ખાનના દેખાવ અને તેની આંખોમાંના ખુન્નસ પરથી પામી ગઇ હતી કે ઘોડે સ્વારીમાં ગરૂડરાજ જેવો એ બુઢ્ઢો ખાન તેની પાછળ પડયો તો તેનું આવીજ બનવાનું.

એક દિવસ સવારમાં તાર્તાર પુરૂષો ઘોડા ચારવા બહાર ગયા હતા અને બૈરાંઓ ઘર કામમાં રોકાયેલાં હતાં તે વખતે જે તંબુમાં એ કોઝેક છોકરીને કેદ રાખવામાં આવી હતી ત્યાં તેના પહેરેગીરને લાંચ આપી અમે અંદર ઘુસી ગયા. અમને જોઇ એ છોકરી એક કાથાની ખાટલી પર બેઠી હતી તે ઉભી થઇ, અને કુતુહલથી મ્હારી

અને સરદારની સામે જોવા લાગી. અમારા બેમાંથી કોઇને પણ રશીયન ભાષા આવડતી ન હતી છતાં આંખો અને મ્હોં પરના ભાવોથી અમે અરસપરસ દિલની વાતો કરી નાખી.

સરદારને જોતાં જ એ છોકરીને લાગ્યું કે આ જવાંમર્દ જરૂર તેને બચાવવા માગે છે. સરદારની માયાભરી આંખોથી એ છોકરી સમજી ગઇ હોય તેમ લાગ્યું કે સરદાર તેને બચાવવાની કૈંક યુક્તિ શોધી રહ્યા છે, આતુર આશાભર્યાં નયને સરદાર સામે લેટેશા જોઇ રહી હતી. સરદારે ઇશારતથી આસ્માન પર આંગળી કરી તેને આશ્વાસન આપ્યું કે: "ખુદાની રહેમ હશે તો હું તને જરૂર બચાવીશ."

આ વચનોથી છોકરીની આંખમાં આભારના બે આંસુઓ ચમક્યાં. સરદારે ટુંકમાંજ તેને પોતાનો પ્લાન કહી દીધો.

જે મેદાનમાં હંમેશાં ઘોડેસ્વારી થતી તેને છેડે એક નાનકડી ધાડી ઝાડી આવી હતી. તેની પેલી તરફ પહાડી પ્રદેશ હતો. ત્યાર પછી એક નાનકડી નદી આવતી હતી. તેની સામી બાજુ પાછો ખુલ્લો પ્રદેશ હતો અને એ પ્રદેશ દશેક માઇલ વટાવ્યા પછી રશીયન સરહદ આવતી હતી.

સરદારે ઇશારતથી છોકરીને એ સુચના આપી દીધી કે તેણે ઘોડો દોડાવતી વખતે પેલા બે માઇલના વિસ્તારના મેદાનમાંથી ઘોડો પાછા નહિ ફેરવતાં સીધો ઝાડીમાં ઘુસાડી દેવો, અને એ ઝાડીમાં અમે તેની વાટ જોતા ઉભા હોઇશું.

મ્હેં અને સરદારે એ કોઝેક છોકરીને બચાવવા માટે આબાદ તાગડો રચ્યો હતો. અમને ખબર હતી કે અમે જે દિવસે છોકરીને મળ્યા તેને બીજે દિવસે ખાન તેને પરણવા ઘોડે ચ્હડવાના હતા. તાર્તાર લગ્નક્રિયામાં ડઝનેક વખત હાજરી આપી અમે એ પણ જોયું હતું કે વરકન્યાની શરતોમાં કન્યા અને તેના હાથના ઉમેદ-

વારો સિવાય બીજા તાર્તાર ઘોડેસ્વારો તેમની પાછળ પડતા નહિ; અને કોઇ કોઇ વખત વર કન્યાને પાછા આવતાં કલાક બે કલાક નીકળી જતાં તોપણ કોઇ તેમની તપાસ કરવા પાછળ જતું નહિ. નાસનાર યુવતી અને તેને જીતનાર યુવક બન્ને પોતે જાતેજ છાવણીમાં શરમાતા હસતા હસતા આવતા અને છાવણીના માણસો ખુશાલીના પોકારોથી તેમને વધાવી લેતા.

મ્હેં અને સરદારે છાવણીમાંથી સારામાં સારા પાણીદાર ઘોડાઓ પસંદ કરી બીજા દિવસના પરોઢીયામાંજ બીજાઓની જોડે ઘોડાઓ માટે ઘાસ લેવા જતી વખતે બીજાઓની નજર ચુકાવી અમે પેલા જંગલમાં પહોંચ્યા હતા, અને ત્યાં એ ઘોડાઓને બાંધ્યા હતા. પેલી છોકરીને પણ કોઇ સારામાં સારો ઘોડો પસંદ કરવા અમે સલાહ આપી હતી. બીજી તરફ છાવણીમાં તાર્તારોના હાથે કેદ પડેલા એક ચીનાને લાંચ આપી અમે સાંજના પેલી છોકરી અને ખાન મેદાનને છેડે આવેલી ઝાડીમાં ગુમ થાય તે વખતે તાર્તારોની ઘોડારમાં આગ લગાડી કોઇ સારા ઘોડાપર સ્વાર થઇ ચીન તરફ પલાયન થઇ જવાનો રસ્તો અમે તેને બતાવ્યો હતો, અને તે માર્ગ તેને ઘણો પસંદ પડયો હતો.

બરાબર સૂર્યાસ્ત સમયે આસ્માન સોનેરી ગુલાબી રોશનીથી રંગાઇ રહ્યું હતું. તાર્તારોનાં ઢોરઢાંખરો, ગાય, ભેંસ અને બકરાંઓ દૂર દૂર જંગલમાંથી ચરી આવી ધીમે પગલે ઘર તરફ પાછાં ફરતાં હતાં, ત્યારે બિંદુઇખાન વરરાજા જેવા બની પોતાની ધોળી મુછોને આંકડા ચડાવી પોતાના સફેદ અરબી ઘોડા ઉપર સ્વાર થઇ મેદાનમાં પૂરપાટ ઘોડો દોડાવે જતી પેલી કોઝેક છોકરીની પાછળ પડયા. કમાનમાંથી તીર છૂટે તેમ તેમનો ઘોડો પેલી છોકરીવાળા ઘોડાની પાછળ પડયો. છોકરીએ ઘોડો સીધો પેલા જંગલ તરફજ હંકાર્યો હતો, અને જંગલથી થોડે દૂર લેટેશાનો ઘોડો રહ્યો હતો

ત્યાં ખાને નજીક આવી બાજ પક્ષીની માફક છોકરીના ખભાપર હાથ મારતાં છોકરી ઘોડા ઉપરથી નીચે ઉથલી પડી. ખાન નીચા વળી તેને કમરમાંથી ઉંચકી પોતાના ઘોડા ઉપર નાખવા જાય છે ત્યાં છોકરી નીચી વળી દૂર દોડી ગઇ અને પોતાનો ઘોડો જે હજુ સુધી દોડયાજ કરતો હતો. તેના ઉપર છલંગ મારી ચ્હડી ગઇ, અને એ ઘોડો સડસડાટ જંગલમાં ચાલી આવ્યો. પાછળજ ખાનનો ઘોડો આવ્યો પણ ખાન એ છોકરીને ફરી પાછી પકડવા જાય તે પહેલાં તો સરદારનો ભાલો તેમની છાતીની આરપાર નીકળી જતાં ખાન સીધા ઘોડા ઉપરથી નીચે પટકાયા, અને તરતજ તેમનો આત્મા કીરતારની સમીપ પહોંચી ગયો.

ખાનના મુડદાને એક બાજુ એક ઝાડ નીચે માનથી સુવાડી તેના ઘોડાને સરદારે ઝાડ સાથે બાંધી દીધો. એના બીજા તાર્તાર સ્વારો કદાચ અમારો પાછળ લાગે તો તેમને હંફાવવા ઝાડીમાંના ઝાડોના થડમાં એક ફુટ જેટલા ઉંચે દોરડાંઓ બાંધ્યા.

મ્હારી અને સરદારની ગણતરી પાકી હતી. એક તરફ ખાન અને કેઝેક છોકરી જંગલમાં દાખલ થયાં. છાવણી આગળ ઉભાં રહેલાં લોકોએ એમજ જાણ્યું કે એ તો લગ્નની ઘોડેસ્વારીની શરત ચાલતી હતી. એટલામાં પેલા ચીના કેદીએ અમારી સુચના મુજબ છાવણીની ઘોડારમાં આગ લગાડવાથી ઘણા તાર્તાર પુરૂષો તે તરફ દોડી ગયા અને એ આગ બુઝાવે અને ઘોડાઓને સલામત બહાર કાઢે તે પહેલાં એટલો સમય વીતી ગયો હતો કે અમે ત્રણ જણા—હું, સરદાર અને પેલી છોકરી—રશીયાની દીશામાં ઘણા માઇલ દૂર નીકળી ગયાં હતાં. રસ્તાની કેટલીક હાડમારીઓ અને મુસ્કેલીઓ વેઠી ત્રીજે દીવસે ડોન નદી ઉપર આવેલા એ કેઝેક છોકરીના ગામમાં અમે પહોંચી ગયા.

× × ×

કહેવાની જરૂર નથી કે કોઝેક ગામમાં અમે પહોંચ્યા ત્યારે આખું ગામ અમને મુબારકબાદી આપવાને આવ્યું. લેટેશાના માબાપોએ જાણ્યું હતું કે લોહી તરસ્યા તાર્તારોના હાથમાંથી છોકરી કોઇ દિવસ જીવતી આવવાની નથી. પણ તેમની પુત્રીને અમે બચાવી લાવ્યા તેથી ખુશી થઇ એ ડોસાઓએ આખા ગામને અમારો સત્કાર કરવા ભેગું કર્યું. ગામ જોકે ત્રણસો ખોરડાઓનું હતું છતાં જાણે આખું એકજ કુટુંબ હોય તેમ રહેતું હતું.

સરદાર અને લેટેશાનાં રોમન કેથોલીક રીત પ્રમાણે બડી ધામધુમથી લગ્ન કરવામાં આવ્યાં, અને સરદાર અને હું છ એક મહિના એ કોઝેકોની સાથેજ રહ્યા. મ્હેં પણ એક કોઝેક યુવાન વિધવા સાથે ઘર માંડયું. ખોટું શું કામ કહું? " હાશમભાઇએ મ્હને હસતાં જોઇ ખુલાસો કર્યો: " સરદાર એકલો પરણી જતો હતો એટલે મ્હને અદેખાઇ થતી હતી એટલે મ્હારા મનની વાત પામી જઇ લેટેશાએજ મ્હને એ ચોકઠું ગોઠવી આપ્યું હતું. અને છએક મહિના કોઝેક પ્રદેશમાં અમે કૈંક જુદીજ જાતના આનંદમાં ગાળ્યા હતા. પણ પ્રેટ્રોગ્રાડમાં તે વખતના ઝાર સામે બૉમ્બ ફેંકાવાથી એનારકીસ્ટોની શોધમાં રશીયન પોલીસો કોઇપણ પરદેશી ઉપર વહેમ લાવી તેને જેલમાં પુરી દેતા, એ ભય અમારે માથે પણ આવવાની વકી હતી, પણ અમારા કોઝેક મિત્રોએ અમારા ઉપર એ ધાડ આવે તે પહેલાં અમને રશીયન સરહદની બહાર મોકલી દીધા હતા.

કોઝેકો રશીયા તો શું પણ દુનિયા ભરમાં જુદી તરી આવે એવી એક અજબ જાત છે. ખૂબસુરત પણ પહાડી છ ફીટ બદનવાળી અને આસ્માની આંખોવાળી અને લાલ, પીળા અને સોનેરી વાળવાળી એ કોઝેક જાતથી રશીયાની બીજી જાતો, જે વખતની હું વાત કરૂં છું તે વખતે થરથરતી હતી. રશીયાના ઝારોના આ

કોઝેક તાયફાવાળાઓ ઘણા માનીતા હતા અને ઝારના અંગરક્ષકો અને ખાસ લશ્કર માટે કોઝેક સીપાહીઓની ભરતી કરવામાં આવતી હતી. તેમના ડોન નદી ઉપરના પ્રદેશમાં આ કોઝેકો કોઇની પણ સત્તા માનતા નહિ. તેમના શેખોજ અને ગામના મુખીઓજ તેમને કૈંક અંકુશમાં રાખી શકતા. ઝારના સત્તાવાળાઓ તો આ લડાયક અને ઝનુની જાતને વધુ છેડતાજ નહિ.

કોઝેકો તરવાર બાજીમાં એટલા તો કુશળ હતા કે રણભૂમિના દુશ્મનના માથાપર શમશેરનો ફટકો મારતાં તેના બદનના બે ફાડચા કરી નાખવાના દાખલા રશિયન ઇતિહાસમાં મોજુદ છે. રશિયન પાયતખ્તમાં કામદારો કે વિદ્યાર્થીઓનાં તોફાન વખતે મામલો બહુજ ગંભીર બનતાં સત્તાવાળાઓ કોઝેક લશ્કરને બોલાવતા. જેમ આપણા દેશમાં ગુરખા કે પઠાણ લશ્કરનું નામ સાંભળતાં લોકો ગભરાય તેમ ત્યાં કોઝેકનું નામ સાંભળતાં લોકો દોડાદોડીમાં પડી જતાં. એક વખત છૂટો મૂકયો તો એ કોઝેક સીપાઇ વિક્રાળ વરૂની માફક પોતાનાં શીકાર કે દેશના દુશ્મનપર અને જેની સામે પોતાને છોડવામાં આવ્યો હોય તેના તરફ ધસી જાય છે.

કોઝેક ગામડામાં સ્ત્રી પુરૂષો સમાન દરજ્જાથી રહે છે. બીજા રશિયનો પોતાની પત્નીઓને કાંઇ પણ કસુર પડતાં તાડન કરે છે. પણ કોઝેકો સ્ત્રી ઉપર હાથ ઉગામતા નથી. હકીકત એ છે કે કોઝેક છોકરીઓ પણ એવી રાઠોડી બાંધાની આવે છે કે વગર વાંકે ધણી હાથ ઉગામવા જાય તો તેનો એ હાથ પકડી રાખી તેને સામી પોતે ખૂબ મેથીપાક આપે. અમે જેટલા દિવસ એ કોઝેક ગામમાં રહ્યા તેટલામાં ચાલીસ ટકા જેટલા કેસોમાં તો ધણીઓએ આવી, પોતાની બૈરીઓએ પોતાને માર મારવાની ફરીયાદ કરી હતી કાંઇ કોઝેક ધણી આળસુ હોય અને બરાબર વખતસર કામપર ન જાય, ઘર માટે નિયમિત પૈસા ન લાવે અથવા વધારે

પડતા પૈસા ઉડાવે તો તેની કોઇક મહેરદાર પોતાના કબજાની બાંય કોણી સુધી ચડાવી, દેખાવમાં આરસ પહાણમાંથી કોતરી કાઢેલા હોય એવા, પણ લાગે ત્યારે પોલાદના પાયા જેવા મજબુત હાથોથી ધણી જીગરથી ખબર લઇ નાખે.

સોનેરી વાળ, ગુલાબની પાંદડી જેવું વાન અને સમુદ્રના જળ જેવી આસ્માની સુંદર આંખો અમે કોઇક મુલકમાં જોઇ. કોઇક છોકરીઓ પત્ની તરીકે ધણીજ પ્રેમાળ પણ પોતાના હક્કો મહેરબાનીથી નહિ પણ પોતાના હક્ક તરીકેજ વ્યક્તિત્વના બળથી માગી લે. એ છોકરીઓનો સ્વભાવ બીજાજ જાય તો એવો જલદ કે દરિયામાં કોઇક સિવાય એ છોકરીઓ જોડે પાનું પાડતાં બીજી જાતો ડરે.



# સીરકેશીયાની સુંદરીઓ

સરદાર અને હાશમભાઇને કોઇક પ્રદેશમાંથી રશીયન પોલીસના ત્રાસથી બચવા રશીયન સરહદની બહાર નીકળી જવું પડયું, એ આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા. સરદાર અને હાશમભાઇ દક્ષિણ પૂર્વ રશીયાની સરહદથી નીકળી કાળા સમુદ્રને રસ્તે તર્કીના પાયતખ્ત ઇસ્તંબુલ પહોંચ્યા હતા. તે પહેલાં યુરોપ અને એશીયાની સરહદ વચ્ચેના કોકેસસ પર્વતમાં આવેલા સીરકેશીયાના સુંદર પ્રદેશમાં બન્ને જણાએ એકાદ મહીનો મુકામ કર્યો હતો, અને સરદારની કારકીર્દીમાં પહેલીજવાર સીરકે-

શીયામાં કોઇ સીરકેશીયન સુંદરી સાથે પ્યાર કરવા વગર એ શોખીન અને રસીક જીવડા રહી ગયા હતા. છતાં સરદારે પોતાની ચકોર ચશ્મોથી એ પ્રદેશના રહેવાસીઓનું નિરક્ષણ પોતાની અનોખી ઢબે કરી લીધું હતું. એ સીરકેશીયાના પ્રદેશમાં સરદારની ડાયરીમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

× × ×

યુરોપના પુરાણો વાંચતાં અને પ્રાચીન ઇતિહાસના પાના ઉથલાવતાં જણાય છે કે ત્યાંના કોઇ માનવીને કંઇ અનેરી અને અમૂલ્ય વસ્તુ જોઇતી હોય ત્યારે યુરોપ અને એશીયાની સરહદ વચ્ચે આવેલા કોકેસસ પહાડ પર એ જતો હતો. ગ્રીક પુરાણમાં જણાવ્યા પ્રમાણે પ્રોમીથીઅસે આ પહાડની ટોચ પરથીજ જોબ પાસેથી અગ્નિની ચોરી કરી હતી. વીર કેડયસે ડ્રેગન રાક્ષસના દાંત-તોડી એક મજબુત સૈન્ય મેળવ્યું હતું. કોકેસસની ખીણમાંજ પેલી ઇતિહાસ મશહુર લડાયક સ્ત્રીઓ એમેઝોન વસતી હતી. આ કોકેસસ પર્વતમાળાઓની વચ્ચેથી પૂર્વ બાજુના મહાન વિજેતાઓ પશ્ચિમ તરફ ધસી આવતા હતા; તેજ પ્રમાણે યુરોપના વિજયવંત સેનાપતીઓ પૂર્વ દિશામાં પ્રગતી કરી રહ્યા હતા.

કોકેસસ પહાડોમાંથીજ સદીઓ સુધી તર્કો અને પૂર્વ દેશનો બીજા પાદશાહો અને સુલતાનો એમના ઝનાનામાં સૌંદર્યની રોશની ફેંકનાર મનોહર નાઝનીનો મેળવતા હતા.

કોકેસસની સ્ત્રીઓ અને તેમાં પણ એ ગીરીમાળાની વચ્ચે આવેલા ખુશનમા આબોહવાવાળા પ્રદેશની સીરકેશીઅન સુંદરીઓનું સૌંદર્ય અદભૂત આવે છે. હુંગેરીના રાજાઓ, મોસ્કોના ઝારો અને બાઇઝેન્ટાઇન રિયાસતના પાદશાહો કોકેસસ પહાડની એ ખૂબસુરત પુત્રીઓને પોતાની માશુકો તરીકે મેળવવા હંમેશ મથતા હતા.

છેલ્લે તર્કો આવ્યા અને તે પણ એ ડુંગરાઓની સુંદર દારાઓને પરણી બેહેસ્તની હુરો સાથેનો આસ્વાદ આ જીંદગી દરમ્યાનજ પૃથ્વી પર લેતા હતા.

યુરોપમાં તર્કીશ સત્તા જ્યારે તેની સંપૂર્ણ જાહોજલાલીએ હતી ત્યારે સુલતાન સુલેમાન ધી મેગ્નીફીસન્ટના ઝનાનામાં જે ત્રણસો સ્ત્રીઓ હતી તેમાંનો મોટો ભાગ સીરકેશીયનોનો અને જ્યોર્જીઅનનો હતો. સુલેમાનથી માંડીને સુલતાન અબ્દુલ હમીદ સુધી ઇસ્તંબુલના સુલતાનોના રણવાસમાં આજ પહાડી છોકરીઓને બેગમો તરીકે લાવવામાં આવતી હતી. તર્કીશ રાજકુટુંબ ઓસ્માનશાહી કુટુંબના સુલતાનો અને ઉમરાવજાદાઓ આ કોકેસસની રમણીઓ માટેજ હંમેશા ઝંખના રાખતા હતા, અને આજ પાંચ પાંચ સદી થઇ ગઇ છતાં તર્કીશ નસોમાં સીરકેશીયન લોહીનું મોટું પ્રમાણ છે. અગાઉ તો ઇસ્તંબુલના બજારોમાં સીરકેશીયન અને જ્યોર્જીઅન નાઝનીઓ ગુલામની માફક વેચાતી હતી. આજે એવી બજારો નથી ભરાતી છતાં હજુ પણ માલેતુજાર તર્કો સીરકેશીયન માશુક મેળવવા ઘણા આતુર હોય છે.

કોકેસસ પહાડની આ પરીસુરતોએ પોતાનું સૌંદર્ય સદીઓથી અને હજુ પણ તે અસલ જેવું પાળી રહી છે, તેનું કારણ એ છે કે, સોરકેશીયાના પહાડી પ્રદેશમાં બહારના લોકો જઇ શકતા નથી. સીરકેશીયન મર્દો ઘણાજ બહાદુર અને ઝનુની હોય છે. તેમણે આટ આટલી સદીઓ વીતી ગયા છતાં અને યુરોપના જુદા જુદા દેશોમાં ગમે તેવી ઉથલપાથલો, રાજરમતો અને હારજીતના ખેલો થયાં છતાં કોઇપણ પરદેશી પ્રજાને પોતાના પહાડી પ્રદેશમાં પગ મૂકવા દીધો નથી અને તેથીજ એ બહાદુર સીરકેશીઅન જાતીના લોહીની સ્વચ્છતા જળવાઇ રહી છે, વળી સીરકેશીયન છોકરીઓ ખુલ્લી હવામાં સાદું જીવન ગાળે છે. અને તેને લીધે

સદીઓ સુધી તેમનું સૌંદર્ય જેવું ને તેવું દીલજીત અને આકર્ષક રહ્યું છે.

ઓગણીસમી સદીના પહેલાં ભાગમાં જે જે મુસાફર તર્કી અને કૌકેસસ તરફના પ્રદેશોની મુલાકાત કરતા તે સીરકેશીયાની મનોહર માનુનીઓના અંગ માધુર્યના ગુણ ગાઇ ગયા છે. **સીરકેશીયન** સુંદરીઓનું કદ એકદમ ઉંચુ નહિ તેમ તદ્દન ઠીંગણું નહિ એવું માપસર હોય છે. તેમનું બદન માંસલ છતાં નાજુક અને વૃક્ષોને વીંટળાએલી વેલ સરીખડું હોય છે, ચામડીઓનો રંગ સફેદ ગુલાબ જેવો સુંદર હોય છે. તેમના ચહેરાનો ઘાટ આરસમાં કોરી કાઢેલ ગ્રીક પુતળાંના જેવો હોય છે. સીરકેશીયન સુંદરીના વાળ કાળા નાગની ફેણ જેવા લાંબા અને આંખો કાળી મોટી અને અત્યંત તેજસ્વી હોય છે.

× × ×

ટુંકા રેશમના કે મખમલના ચણીયાપર સીરકેશીયન છોકરી સોના રૂપાના કંદોરા કે પટ્ટા પહેરે છે. પગમાં સોનેરી ભરતવાળા સ્લીપરો કે મોજડીઓ પહેરે છે. તેમના બદનને ઘાટીલું રાખવા તેમને, છોકરી ૭ વર્ષની હોય ત્યારથી એક જાતનો ચામડાનો કોર્સેટ પહેરાવવામાં આવે છે. સીરકેશીયન છોકરી એ કોર્સેટ નિરંતર પહેરી રાખે છે. અને ઉમરમાં આવતાં લગ્ન પછી વસ્લની રાતે તેનો ખાવિંદજ ખંજરથી એ કોર્સેટ દૂર કરે છે.

સીરકેશીયાનો ઇતિહાસ આ પ્રમાણે છે. કાળા સમુદ્રના અગ્નિ કોણમાં આવેલી ગીરીમાળાઓ વચ્ચે સીરકેશીયનો, સરકેશો અને બીજા તાયફાવાળાઓ રહેતા હતા. આ પ્રદેશની દક્ષિણે કુરા નદીની પેલી પાર જ્યોર્જીઆનો મુલક આવેલો હતો. આ જ્યોર્જીઆની નાઝનીનો પણ યુરોપ અને એશીયામાં વખણાય છે. ઇ. સ. ૧૪૫૩ માં કોનસ્ટેન્ટીનોપલના પડવા સાથે યુરોપમાંની બાઇઝેન્ટાઇન રિયા-

સતનો અંત આવ્યો. મહા વિજેતા સુલતાન મહમદના સૈન્યે ઓટોમન તર્કોની આણ યુરોપની દક્ષિણે વર્તાવી ત્યારથી એ સુલતાનો પોતાના ઝનાનામાં અને પોતાના લશ્કરમાં સીરકેશીયન જાતીમાંથીજ ભરતી કરતા હતા.

ઓટોમન લશ્કરની જાનેસરીઓની પેલી અજીત ટુકડીઓ જે એક વખત આખા યુરોપને ધ્રૂજાવતી હતી, તેમાં મોટે ભાગે સીરકેશીયન અને જ્યોર્જીઅન યુવાનોની ભરતી થતી હતી. બચપણમાંજ સીરકેશીયન અને જ્યોર્જીયન છોકરાઓને જાનેસરી ટુકડીઓમાં દાખલ કરી દરેક જાતની લશ્કરી તાલીમ આપવામાં આવતી તે એવી સંપૂર્ણ રીતે અપાતી કે ઉમ્મરે પહોંચ્યા પછી એ છોકરાઓ કોઇથી પણ પાછા ન હઠે એવા અજીત લડાયક યંત્ર સમા બની જતા હતા. આ સીરકેશીયન લોકોમાંથીજ મીસરના ખેદીવોના અંગરક્ષકો નીમવામાં આવતાં જે મામેલ્યુકો કહેવાતા હતા. જેમણે પાછળથી મીસરની ગાદી હાથ કરી વર્ષો સુધી પોતાનો અમલ ચલાવ્યો હતો. ઇ. સ. ૧૫૫૭ માં તર્કોના એક સુલતાન સલીમે જેણે 'સલીમ ભયંકર' નું ઉપનામ મેળવ્યું હતું, તેણે મીસરના મામેલ્યુકોને હરાવી તેમની સત્તા તોડી હતી.

એક હાથ ઉપર ઇતિહાસના પાના પર સીરકેશીયન મરદોએ પોતાની બહાદુરી, હિંમત અને અસાધારણ શુરાતનથી નામ નોંધાવ્યું હતું. જ્યારે બીજા હાથપર સીરકેશીયન કોમળાંગીઓએ તર્કોના સુલ્તાનોના ઝનાનામાં દાખલ થઇ સુલ્તાનોની માનીતિ બની, એ સુલતાનોના ગાદી વારસની માતા બની ઓટોમન ઇતિહાસમાં ઘણો મહત્વનો ભાગ ભજવ્યો છે.

ખરી રીતે જોઇએ તો સીરકેશીયાએ તુર્કીપર વારંવાર આક્રમણ કર્યા છે. પણ તે અજબ રીતે રણવાસને માર્ગે, ઇતિહાસમાં

એવો એક પણ બનાવ નોંધાયો નથી કે જેમાં એક નાની પ્રજાએ પોતા કરતાં ઘણી મોટી પ્રજાપર આવી વિચિત્ર રીતે છાપ પાડી હોય.

સીરકેશીયન છોકરીઓનો ગુલામી વ્યાપાર મહમદ વિજેતાના વખતથી તે ધી મેગ્નીફીસન્ટના વખત સુધી ધમધોકાર ચાલતો રહ્યો હતો. ઓગણીસમી સદીના પાછલા ભાગમાં રશીયાએ એ મુલક જીતી લીધો હતો, પણ સીરકેશીયનોને ઝારોનો અમલ પસંદ નહિ પડતાં ઘણા ખરા સીરકેશીયનો પોતાનું વતન છોડી તર્કીના સુલતાનની હદમાં જઇ રહ્યા હતા.

ઉસ્માનઅલી સુલતાનોને ખૂબસુરત બેગમો ને બાંદીઓ દેશ-દેશાવરમાંથી જોઇએ તેટલી મળતી હતી. અદ્‍ભૂત ઠાઠવાળી સુલેમાન ધી મેગ્નીફીસેન્ટના ઝનાનામાં ગ્રીસની શ્યામસ્વરૂપ શ્યામાઓ, ઇટાલીની આરસપહાણ જેવી અબળાઓ, સ્પેનની કાળી કાળી આંખોવાળી મુસ્કેરાટ કરતી માનુનીઓ, ફ્રાંસની જાદુભરી આંખવાળી યુવતીઓ આવતી હતી. તર્કીના તાબેના દેશો હંગેરી અને બાલ્કન-માંથી એ દેશની અડીઅલ અને ખૂબસુરત ખેડુત પુત્રીઓ પાદ-શાહની રાણી થઇને આવતી. ઈરાનની ચંદ્રમુખીથી માંડીને રતુમડા રંગની રેતીના રણમાં ભટકતી આરબ છોકરીઓ તેમ મીસર અને અલ્જીરીયાની રસિક અને આવેશવાળી અબળાઓ સુલતાનના રણવાસમાં મોકલવામાં આવતી. યુદ્ધ સુલેહ અને સોનાની મદદથી દેશદેશની મનોહર મહીલાઓનું પ્રદર્શન તર્કીના સુલતાનો ઇસ્તં-બુલની એરાગલીઓ (જનાનખાના) માં ભરતા. આવી રીતે ઉસ્માન-અલી પાદશાહોનો ઝનાનો જાતજાતની અને દેશદેશની રમણીથી શોભવા છતાં, મોટી તેજસ્વી કાળી કાળી આંખો અને સ્વચ્છ ગુલાબી ચ્હેરાવાળી સીરકેશીયા અને જ્યોર્જીયાની રમણી હંમેશા જનાનખાનામાં સુલતાનોની માનીતી થઇ પડતી. અને લગભગ

સદીઓ સુધી ઇસ્તંબુલના રણવાસમાં કૉકેશીઅન છોકરીઓમાંથીજ ભરતી થતી.

× × ×

**સીરકેશીયન** સુંદરીઓ ઇસ્તંબુલનાં બજારોમાં સોનાને મૂલે વેચાતી. યુદ્ધના કેદી તરીકે કોઇથી તેમને મેળવી શકાઇ નહોતી. તર્કીશ સૈન્ય કે બીજી કોઇપણ પ્રજા કૉકેસસના એ ઝનુની તાયફાવાળાઓને હરાવી તાબે કરી શકી નહોતી. માત્ર ઇ. સ. ૧૮૬૪ માં રશીયન લશ્કરની સામે એ બિચારા લોકોને હાર ખાવી પડી હતી, કારણ કે રશીયનો સામે એ એકલા પડી ગયા હતા.

તર્કીના ગુલામ વેપારીઓ સીરકેશીયન છોકરીઓની તલાશમાં હંમેશા રહેતા. તેનું પણ કારણ એ હતું કે સુલ્તાનના જનાનાની પરિચારક અથવા તો ઇસ્તંબુલનો કોઇ ઉમરાવ એવી છોકરીઓને અસાધરણ રકમ આપતા. ઉસ્માનઅલી સુલ્તાનના જનાનામાં જુના જમાનામાં ગુલામ છોકરીઓનીજ ભરતી થતી. રીતસર લગ્ન કરી તેઓ કવચિત જ બેગમ લાવતા. સુલતાન કોઇ મોટા ઉમરાવની પુત્રી સાથે શાદી કરી પારકું મુસ્લીમ કુટુંબ તાજની વધુ નજદીક આવે એ ઇચ્છતા નહિ; તેમ કોઇ યુરોપીઅન રાજાની કન્યાને પરણી તર્કીશ પાયતખ્તમાં યુરોપી રાજખટપટ દાખલ કરવા માગતા નહિ. પહાડોની વચ્ચે આવેલા યુરોપથી અલગ એવા સીરકેશીયન તાયફાવાળાઓની કન્યા જોડે સંબંધ બાંધવાથી ઓટોમન સુલતાનને કાવાદાવાને રાજખટપટનો ભય રહેતો નહિ.

સીરકેશીયામાં મેં એ જોયું કે હજી આજપણ એ તાયફાવાળાની સમાજ વ્યવસ્થા અમીર શાહીના ધોરણ પર છે. આ તાયફાવાળાઓમાં પણ જુદા જુદા વર્ગો છે. રાજવંશીઓ, ઉમરાવો, સ્વતંત્ર શહેરીઓ, ખેડુતો અને ગુલામો. પોતાની જમીન ખેડનાર ખેડુતની છોકરીઓને વેચવાની સત્તા તેમના માલીક ઉમરાવોને છે.

ખુદ ઉમરાવો પણ નાણાંભીડ હોય ત્યારે પોતાની બેટીઓનું વેચાણ કરવામાં કોઇપણ જાતની નાનમ સમજતા નથી. સદીઓથી રિવાજ ચાલતો આવેલો હોવાથી સીરકેશીયામાં છોકરીને ગુલામ તરીકે વેચવામાં કોઇપણ જાતની શરમ કે નાલેશી ગણવામાં આવતી ન હતી. એ છોકરીઓ એટલી ખૂબસુરત હતી કે ગુલામ તરીકે વેચાયા છતાં કદિ દુઃખી થતી નહોતી. ઉલટું ઉમરાવો અને સુલતાનોની માનિતિઓ બની અમનચમન ઉડાવતી અને હજારો સોનામહોરો પોતાના માબાપો માટે લાવતી. પોતાની સ્ત્રી જાતિનું કોઇ અપમાન કરે તો મરણ સુધી ઝનુનથી તેની સામે લડવાની તાકાત અને મર્દાનગી સીરકેશીયાના પુરૂષોમાં હતી.

સીરકેશીયામાં સીરકેશીયન બાળાઓ પુરૂષવર્ગ સાથે છૂટતી હળતી ભળતી હતી. પુરૂષો સ્ત્રી સન્માનની ભાવનાથી તેમને માન આપતા અને તેમના તરફ છૂટછાટ અને મમતાથી વર્તતા હતા. તેમ છતાં પુરૂષજાતિ કરતાં સ્ત્રીજાતી ઉતરતી છે એ જાતનો બોધ તેમને આપવામાં આવતો હતો. ઓરડામાં કોઇપણ દરજ્જાનો મર્દ દાખલ થતો તો સીરકેશીયન બાળાઓ તેમને ઉભી થઇને માન આપતી હતી. રસ્તામાં પણ જો કોઇ પુરૂષ સામો મળે તો સીરકેશીયન સુંદરી બાજુએ ખસી માર્ગ આપતી. એજ પ્રમાણે સીરકેશીયામાં વૃદ્ધોને અજાણ્યા મહેમાનોને માન આપવામાં આવતું હતું. આ રીવાજથી તે સ્ત્રીઓમાં વફાદારીના ગુણો ખીલ્યા હતા.

× × ×

**આમ** છતાં ખોટા ધાક અને દાબથી સીરકેશીયન રમણીનાં આનંદ અને ઉત્સાહને દાબી દેવામાં આવતો નહિ. સીરકેશીયામાં પડદો નહોતો, એ પહાડી બાળાઓ ખુલ્લે ચહેરે એ રમણીય ખીણોમાં આનંદથી વિચરતી, અને સીરકેશીયાના યુવાનો જોડે નૃત્ય અને

રમત ગમતમાં આનંદથી ભાગ લેતી હતી. તેમના બહાદુર મર્દો તેમનું સૌંદર્ય જે માગે તે માન તેમને આપતા હતા. એવા મર્દાનગી-ભર્યા સ્ત્રી સન્માન અને ખુશનુમા વાતાવરણમાં ઉછરેલી છોકરીઓ જગતની રૂપ સુંદરીઓમાં સર્વોત્તમ સ્થાન લે તેમાં નવાઇ પામવા જેવું કાંઇજ નહોતું. છતાં આવા વાતાવરણમાં ઉછરેલી છોકરીઓ ઇસ્તંબુલની ગુલામી બજારોમાં હજારોની સંખ્યામાં દર વર્ષે વેચાતી હતી. એ વાત આપણને જરા વિચીત્ર લાગે પણ ત્યાં એ રિવાજ જ પડી ગયો હતો.

સીરકેશીયનોએ ઇસ્લામ સ્વીકાર્યા પછી ત્રણથી ચાર સ્ત્રીઓ પરણી શકતા અને ખુશી પડે તથા પોતે નભાવી શકે એટલી રખાતો રાખી શકતા હતા. લડાયક જાત હોવાથી સીરકેશીયન મર્દોનો ઘણો ખરો વખત યુદ્ધમાં જતો અથવા તો શીકારમાં ગાળતા હતા. આ કારણે તેઓ વ્યાપાર વણજમાં ધ્યાન આપતા નહિ તેથી હંમેશ નાણા ભીડમાં રહેતા હતા. આ ભીડ ટાળવાનો સારામાં સારો અને નફાકારક રસ્તો એકજ હતો અને તે એ કે કોન્સ્ટેન્ટીનોપલના સુલતાન અને બીજા અમીર ઉમરાવોના ઝનાના માટે નાઝનીનો પુરી પાડતા હતા. સીરકેશીયન છોકરીઓ પણ ગુલામડી તરીકે વેચાવામાં નામોશી માનતી નહિ. કારણ કે પોતાની અદ્‌ભૂત ખૂબ-સુરતીથી તે પોતાને ખરીદનાર માલેકનું દીલ આકર્ષી તેની માનીતી પત્ની થઇ જતી. વળી ઇસ્લામના કાનુન પ્રમાણે એક ગુલામડી કે બાંદી પોતાના માલીક સાથેના સંબંધથી માતા બને તો તે ગુલામ મટી તેની પત્નીનું પદ પ્રાપ્ત કરતી. પછી તેના બાળકોને માલેકના કાયદેસર પત્નીથી થયેલાં બાળકો જેટલોજ હક મળતો હતો. આમ હોવાથી ઘણી સીરકેશીયન માતાઓ પોતાની બેટીઓને તુર્કી પાદશાહી જનાનાઓની વાત કરતી તથા ત્યાં કેવો એશઆરામ, અમનચમન મળે છે એ કહેતી, આથી પોતાના દેશમાં પડી રહી પોતા

જાતના કોઇ યુવાન સાથે પરણવા કરતાં ઇસ્તંબલના કોઇ જનાન-ખાનામાં બાંદી તરીકે જવાનું તે છોકરીઓ વધુ પસંદ કરતી.

સીરકેશીયન મર્દો પોતાની જાતવાળી સ્ત્રીઓને ઇસ્તંબુલમાં ગુલામ વેચનારને ત્યાં વેચી પોતાને ગામ પાછા ફરતા. છોકરીની ઉમર, ઉંચાઇ, સૌંદર્ય અને ખોડ ખાપણ પ્રમાણે તેની કીંમત અંકાતી હતી. છોકરીનો એકાદ દાંત તૂટી ગયો તો તેની કીંમતમાંથી ૧૦૦૦ રૂપીઆ કપાઇ જતા. છોકરી ખરીદનારાઓ છોકરીનો ચ્હેરો, સ્તન જંઘા આદિ કોઇ પણ ભાગ જોઇ શકતા હતા. દાક્તરી તપાસ પણ કરતા, અને જો છોકરી પસંદ પડે તો સારી રકમે છોકરીને ખરીદી લેતા હતા.

સુલતાનના જનાનામાં દરવર્ષે નવી નવી ખૂબસુરત સીરકે-શીયન છોકરીઓને લઇ જવામાં આવતી. સુલતાન યુદ્ધ અને રાજકાજથી કંટાળી પોતાના જનાનખાનામાં જતો ત્યારે જનાન-ખાનાનો વડો ખોજો બધી છોકરીઓને એક સીધી લાઇનમાં ઉભી રાખતો, અને છોકરીઓ સોળે શણગાર સજી ઉભી રહેતી હતી. દરેક છોકરીઓ પોતાના માલીકને આકર્ષવા ધબકતે જીગરે પ્રયાસ કરતી. સુલતાન ફરતા ફરતા જે છોકરી પર રૂમાલ નાંખતા તે છોકરી તેની તહેનાતમાં હાજર થઇ જતી. તે છોકરીને ઇનામ ઘરેણાં વગેરે પુષ્કળ દોલત સુલતાન તરફથી આપવામાં આવતી હતી. હાલમાં જમાનો બદલાયો હતો. હવે એવા બજારો તર્કીના પાયતખ્તમાં નથી ભરાતાં છતાં સીરકેશીયા ને જ્યોર્જીયાની રમણીઓની રમણીયતા જેવીને તેવી છે.

# સરદારનો અજબ એકરાર

સરદારની ડાયરીમાં કોઇકના પોતાના અનુભવના બયાન પછી એક ન્હાનકડું પ્રકરણ લખી સરદારે પોતે સ્ત્રી જાતિ તરફ કેમ આકર્ષાય છે, અને દેશ પરદેશની લલનાઓ તેમના તરફ કેમ વારી જાય છે. એ વિષે પોતાના અનુભવો-મંતવ્યોની જે નોંધ લખી હતી તે જાણવા જોગ હોવાથી અને એમની લાક્ષણિક ઢબમાં લખાયેલી હોવાથી જેમની તેમ એમના શબ્દોમાંજ નીચે આપું છું:—

સરદારે લખ્યું હતું કેઃ " હું પોતે પણ સમજી શકતો નથી, પણ કંઇક સંજોગોજ એવા ઉભા થાય છે કે મારી મુસાફરી દરમ્યાન જે જે દેશોમાં હું જાઉં ત્યાં ત્યાં એકાદ બે માશુક મને મળી રહે છે. હાશમ અને મારા બીજા મિત્રો મને નબળા મગજનો ધારે છે અને એ કોમળ જાતિ તરફ વધારે પડતો હું ઢળી પડું છું એમ મારા ઉપર આક્ષેપ મૂકે છે. બીજા ઓળખીતાઓ જેમને કાને પરદેશના મારા પ્રણય કીસ્સાઓની તુટક અને અધુરી હકીકતો ગયેલી હોય છે તે મને ભયંકર બદમાશ માણસ ધારે છે. મને સમાજનું કાળું મેંઢું અને માનવ જાત પર ઉતરી પડેલા એક શ્રાપ સમાન ગણે છે.

" હકીકત તેથી ઉલટીજ છે. જેમ કેટલાકોને ફૂલો ગમે અને જાતજાતના ફૂલો અને વનસ્પતિના છોડો એકઠા કરવા પ્રયાસ કરે, કેટલાકો જેમ જૂનાં ચિત્રો અને પ્રાચીન કળાકારોની અનુપમ નાદર કૃતિઓનું પોતાને ત્યાં પ્રદર્શન ભરે, કોઇ પ્રાણી વિજ્ઞાનશાસ્ત્રી જેમ જાત જાતનાં પતંગીયાં અને પશુ પક્ષીનોજ મેળો પોતાને ત્યાં એકઠો કરે તેમ સ્ત્રીજાતિ તરફ મને અદ્‌ભુત માન અને પ્રેમની લાગણી છે. સ્ત્રીશક્તિનો હું પૂજારી છું. કોઇ પણ દેશમાં કોઇ પણ અબળાને હું દુઃખી કે આફતમાં જોઇ શકતો નથી અને કોઇ બાળા કે લલના એવા વિકટ પ્રસંગમાં આવી જાય તો મારામાં રહેલ પૌરૂષત્વ પડકાર કરે છે, અને તેની વહારે ધાવાને મને ઉશ્કેરે છે.

" સ્ત્રી જાતિ તરફ માન અને સ્નેહની લાગણી હોવાથી જે જે દેશોમાં હું જાઉં છું, ત્યાં તો અબળા અને બાળક વર્ગ મારા તરફ આકર્ષાય છે. માણસ લોહચુંબક જેવો છે. હું ખુલાસો નથી આપી શકતો પણ મેં જોયું છે કે માણસ જે વિષયમાં રસ લે છે, એ વિષયનાં સાધનો અને એ વિષયમાં રસ લેતાં બીજા શોખીનો

તેને મળીજ રહે છે. દાખલા તરીકે તમે સંગીતના શોખીન હો તો ધરતિના જે ખૂણામાં તમે જાઓ ત્યાં તે ખૂણામાં સંગીતના મીઠા શરોદો તમારી કર્ણેન્દ્રિયને અથડાય. અને એ શાસ્ત્રમાં રસ લેતા રસજ્ઞો અને પારંગત એવા ઉસ્તાદો તમારા સાનિધ્યમાં આવશે. તમે વિજ્ઞાની હો તો જે વિષયમાં તમે રસ લેતા હો એ વિષયના જાણકારજ જીવનની તમારી સફર દરમ્યાન તમને મળ્યા કરશે. તમે શાહ સોદાગર હો તો પૃથ્વી પ્રદક્ષિણા વખતે તમને દેશપરદેશમાં ત્યાંના અજબ સાહસિકો અને શાહ સોદાગરોનો જ ભેટો થશે. તમે જબરા સટોડિયા ઉસ્તાદ કે ઉઠાઉગીર હો તો જીવનને ડગલે અને પગલે તમારી આજુબાજુ એવાજ બિલ્લુઓ ઉભા થશે.

"મને સ્ત્રીજાતિ તરફ આકર્ષણ છે, શાથી તે હું સમજાવી શકતો નથી. સર્જનશાસ્ત્રના નિયમ પ્રમાણે મારા કોઇ વડિલની વધારે પડતી રસિકતા મારા લોહીના કોઇ રજકણોમાં દાખલ થઇ હોય તો કોણ જાણે. પણ જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં કોઇ સુંદર અશ્વ, કોઇ સુંદર શમશેર કે કોઇ સુંદર સ્ત્રી જોતાં મારૂં દિલ ઝાલ્યું રહેતું નથી.

"એક વાત હું સ્પષ્ટ કહી દઉં. મારા કેટલાક મિત્રો ધારે છે તેમ હું પતંગિયું કે માત્ર ભોગવિલાસનો આકાંક્ષી ભ્રમર નથી. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં મારા માર્ગમાં આવતી સ્ત્રીઓની સેવા કરવાની, એ દુઃખમાં હોય તો તેમને બચાવવાની, વખત આવ્યે કોઇ માટે જાન સુદ્ધાં સદકે કરવાની મારા મનમાં તીવ્ર અભિલાષા પ્રકટ થાય છે. અને બને છે પણ એવું કે મારા પ્રયાસ વગર એવા પ્રસંગો એની મેળે બની મારી સમક્ષ ખડા થાય છે.

"કેટલાક મારા સ્નેહીઓ માને છે કે નારી જાતિને આકર્ષવા માટે હું કંઈક વશીકરણ જેવા મંત્રનો અથવા એવા કોઇ જાદુનો ઉપયોગ કરૂં છું. અથવા અબળા જાત મારા તરફ આકર્ષાય એવી

જાતની યુક્તિપ્રયુક્તિઓ અજમાવું છું. પણ એવું કાંઇ નથી, વહેમોમાં અને વશીકરણોમાં હું માનતો નથી. સ્ત્રી અને પુરૂષની સ્વાભાવિક પ્રેરણાનો મેં બારીક અભ્યાસ કર્યો છે. ઇતિહાસક્રમની પહેલાં માનવ સમાજનાં સ્ત્રી અને પુરૂષ જે સ્થિતિમાં હતાં તે સ્થિતિ આજે પલટાઇ છે, બન્ને સંસ્કૃતિને પામ્યાં છે, નવસ્ત્રા-માંથી બન્ને વસ્ત્રવાળાં અને રીતભાતવાળા બન્યા છે. પણ બન્નેની કેટલીક એ જમાનાની કુદરતી પ્રેરણા હજી આજે પણ રહી ગઇ છે. અને સમાજની હાલની રચના સદંતર બદલાઇ જ્યાં સુધી સ્ત્રી આર્થિક દ્રષ્ટિએ પોતાના પગપર ઉભા રહેવા જેવી સ્થિતિ પ્રાપ્ત નહિકરે, ત્યાં સુધી તેના સ્વભાવમાં એ શતકો જુનીજુની પ્રેરણા તરિકે રહેવાની. પ્રાચીન સમયનો એ ગુફાઓમાં અને ઝાડની ડાળીઓપર રહેનારો પુરૂષ જે સ્ત્રીપર પોતાનું મન લાગે તેનું હરણ કરી લાવતો, પોતાની મરદાનગીની તેનાપર છાપ પાડી તેનું દિલ જીતી લેતો. હિંસક પશુઓના અને બીજા ભય સામે પોતાને પનારે પડેલી એ નારીજાતિનું એ રક્ષણ કરતો. આજે આ ચાલુ જમા-નામાં પણ જે પુરૂષને જોતાં સ્ત્રીજાતિને લાગે કે એ માણસ તેનું રક્ષણ કરી શકે એવો છે તો તેના તરફ સ્ત્રીજાતિ કુદરતી આકર્ષાય છે. આ જ કારણથી વિદ્વાનો કે કવિઓ કરતાં નારીજાતિ કસરત-બાજો, મુક્કાબાજો અને પહેલવાનોને જોઇ અથવા જીવનના કોઇ પણ ક્ષેત્રમાં બીજાઓથી સર્વશ્રેષ્ઠ બની હરીફોને હંફાવનાર તરફ પ્રાણ પાથરે છે.

"ન્હાનપણથીજ મારૂં શરીર મજબૂત અને કસરતી છે. કોઇ કળાકારની દૃષ્ટિએ હું બહુ ખુબસૂરત ન કહેવાઉં છતાં મારૂં બદન સ્નાયુબદ્ધ અને મોઢાનો દેખાવ, આંખો અને ચાલ દુષ્ટ માણસોને થથરાવી નાંખે એવી છે. ધરત્તિના પડના કોઇ પણ ભાગમાં માન-વીઓના જુથને હું ધારૂં તો મારી આંખથીજ ખસેડી શકું છું. આ મારા ગુણોને લીધે જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં એકલી

નારી જાતિજ નહિ પણ નબળાં, વૃદ્ધો અને બાળકો પણ મને તેમના રક્ષણહાર તરીકે માને છે. દેશ પરદેશની સ્ત્રીશક્તિને હું પૂજું છું અને જગતભરના દેશોમાં ઘૂમી મેં એ જોયું છે કે જ્યાં જ્યાં સ્ત્રીશક્તિનું સન્માન છે, સ્ત્રીઓ પ્રત્યે માન છે, જ્યાં એમને સમાન હક્ક આપવામાં આવે છે ત્યાંજ ખરી મરદાનગી, ખરી દિલેરી અને શૂરાતનને અવકાશ છે.

"જેમ કોઇક કળાના નમુના એકઠા કરનારને દેશપરદેશના નાદર નમુનાઓ જોઇ મઝા આવે તેમ દેશપરદેશની રમણીઓના ભિન્ન ભિન્ન પ્રકારનાં સૌન્દર્ય જોઇ હું રાચું છું. સ્વીડન અને નોર્વેની સોનેરી વાળ અને બ્લ્યુ આંખોવાળી સ્ત્રીઓ જોઇ હું મુગ્ધ થાઉં છું. સ્પેનિશ રમણીઓનો મુશ્કેરાટ મારૂં ગુમાન ઉતારે છે. રમતીયાળ અને વિલાસ પ્રિય ગુલાબની પાંદડી જેવાં બદનવાળી ઇરાનની બાનુઓ મારૂં દિલ જીતી લે છે. જાપાનની રમકડાં જેવી કુટડી રામાઓ જેવી તાબેદાર પત્ની ધરતિના પડપર બીજા કોઇ પણ ભાગમાં મળી શકે નહિ, જર્મન સ્ત્રીઓની વ્યવહાર કુશળતા, અંગ્રેજ લલનાઓનું સૌન્દર્ય ને ફ્રેન્ચ રમણીઓનું ચાપલ્ય અને હાજર જવાબી તમને બીજે ક્યાંય મળે નહિ. કાળી કાળી આંખો અને તેની અંદર પ્રેમ અને મસ્તીની અદ્‌ભૂત રોશની જોવી હોય તો અલ્જીરીઆની આરબ રમણીઓ અને મિસરની માનુનીઓ નિરખો. શમશેર જેવાં ભવાં જોવાં હોય તો કાશ્મીરમાં જાવ. મનોહર કેશ કલાપ નિરખવો હોય તો બરમા, જાપાન કે બંગાળમાં જાવ. નાક તો ગ્રીક રમણીઓનાંજ. એ નાક અને બદન ઘડી કુદરતે હાથ ધોઇ નાખ્યા છે. બાકી સ્ત્રી જાતિનું ખિલખિલાટ નિખાલસ હાસ્ય જોઇતું હોય તો હિન્દની ઉત્તરે આવેલા નેપાળના પહાડી પ્રદેશમાં વિચરો, શીળી ચાંદની જેવું શીતળ લાવણ્ય નિરખવું હોય તો ગુજરાતની બ્હેનોને જુઓ. જ્યારે જગત ભરમાં કંઠનું

માધુર્ય તો કાઠિયાવાડની કોકીલકંઠી નારોનેજ વર્યું છે. હું કબુલ કરૂં છું કે હું સ્ત્રી-સૌન્દર્યનો પૂજારી છું. એ જ સૌન્દર્ય આગળ ઝુકી પડવા હું તૈયાર છું. પણ એ સૌન્દર્ય મને ત્યારેજ સાંપડે છે કે જ્યારે તેના તરફ મને નિઃસ્વાર્થ પૂજ્યભાવની લાગણી થાય છે. એ સૌન્દર્યના રક્ષણ માટે તેને મેળવવા માટે હું મારા પ્રાણની કિંમત કરતો નથી.

અહિંયા સરદારે ડાયરીમાં કેટલાક શબ્દો છેકી નાખ્યા હતા, અને પછી બાકીના એક ન્હાના પેરિગ્રાફમાં યુવાનોને બોધ આપવા તેમણે લખ્યું હતું કેઃ " અબળા જાતિનું દિલ જીતવા માટે તમે સબળ બનો. વાળના પટિયા પાડનાર અને સ્ત્રીઓના જેવીજ કાળજીથી વસ્ત્ર પરિધાન કરનાર પુરૂષોને સ્ત્રીજાતિ પણ ધિક્કારે છે. સ્ત્રીઓનું દિલ જીતવા તેમની ખુશામત ના કરતા. પણ તમારા કાર્યથીજ તમે તેના રક્ષણહાર છો એ પ્રતીતિ તેને કરાવજો. ગમે તેવી સુંદર સ્ત્રી હોય પણ તમે તેની આગળ વેવલા બની નખરાં ન કરતા. જીવન્ત પ્રાણીઓની સૃષ્ટિમાં તમે સર્વથી શ્રેષ્ટ માનવ પ્રાણી છો, પુરૂષ છો, મર્દ છો, એ ભાન હંમેશાં રાખજો, અને માનવ, કુદરત, પશુ, પક્ષી, કોઇપણ ભય સાથે તમે લડી શકો એવા છો એ ભાન જ્યારે લલનાઓને આવશે ત્યારે એ તમારા પર વારી વારી જશે. "

× × ×

હું દર રવિવારે હાશમભાઇને ત્યાં જતો અને સરદારની ડાયરી કાઢી તેમાંથી અવનવાં પ્રકરણો વાંચતો, અથવા હાશમભાઇને ફુરસદ હોય ત્યારે તેમણે અને સરદારે સાથે અનુભવેલા અનુભવોનું વર્ણન તેમના સ્વમુખે સાંભળતો હતો. સરદારની ડાયરીમાં હજુ પુષ્કળ પ્રકરણો ઘણાં જાણવા જેવાં પડયાં હતાં. જૂદા જૂદા દેશની સ્ત્રીઓના ચુંબનના પ્રકાર, સ્ત્રીઓના અંબોડા અને તેની ખુબી,

વેણી ગૂંથનના અનેક પ્રકાર, સુગંધીઓ અને તેની સ્ત્રી જાતિ પર અસર, જગતભરની નારી જાતિનાં નયનાંઓ, એવાં અનેક રસિલાં પ્રકરણો સરદારની ડાયરીમાં લખેલાં પડયાં હતાં. એક દિવસ એ ડાયરી હું જોતો હતો, ત્યાં અચાનક સરદાર પોતેજ ઓરડામાં ચાલી આવ્યા, હું બ્હીકનો માર્યો ઓરડાની બહાર નાઠો, અને દાદરો ઉતરી સીધો મારે ઘેર આવી ગયો. બીજે દિવસે હુાશમભાઇએ મારી ઓફીસમાં ટેલીફોન કરી મને અનેક વિશેષણો સંભળાવ્યાં અને મ્હોકાણની ખબર આપી કે સરદારની ડાયરી હવે મને નહિ મળી શકે, કેમકે પોતાનું એ કિંમતી પુસ્તક લઇ સરદાર આજ સવારેજ સ્ટીમરમાં આફ્રીકા ચાલી ગયા છે, અને એબીસીનીઆ જઇ ત્યાથી સીધા યુરોપ જશે, અને છએક મહિને પાછા હિન્દુસ્થાન ફરશે. મારા કમનશીબપર નિઃશ્વાસ નાખી સરદારના પાછા આવવાની અને તેની ડાયરી પાછી હાથ કરવાની આશામાં અત્યારે હું ઝુર્યા કરૂં છું.

વચમાં આ અકસ્માત નડી જવાથી મારો વિચાર ગુજરાતી વાંચકો સમક્ષ આ અદ્દભુત આશકની આખી ડાયરી રજૂ કરવાનો હતો, તે અત્યારે તો એ ડાયરીમાંથી છૂટક છૂટક પ્રસંગો અને પ્રકરણો આપી મારે સંતોષ માનવો પડે છે. વાંચકો આ અધુરી ડાયરીને કેવી રીતે અપનાવે છે, તે જોઇ સરદાર પાછા મુંબઇ આવશે ત્યારે તેમની ડાયરીના બીજા ભાગો રજૂ કરવાની મારી ખાયેશ છે. અને મારી એ મુરાદમાં મારે એટલું કહેવું જોઇએ કે સરદારની મનાઇ છતાં, હુાશમભાઇના મનમાંથી છૂપી રીતે સહાનુભૂતિ તો છે જ. કારણ કે હુાશમભાઇ માને છે કે સરદારના કેટલાક અનુભવો રસિક હોવા સાથે લોકોને ઘણા જાણવા જેવા છે.

31,187

**સમાપ્ત**